# "નીરાધાર"

એક પારસી સંસારી નાટક

ત્રણ અંકમાં.

—:o:—

રચનાર અને પ્રસિદ્ધ કરનાર:—

મી. ફરામ ન. બલસારા.

માલેક—"ધી યુનાઈટેડ આરટીસ્ટસ"

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.

મુંબઇ

આ ચોપડી મુંબઇ મધે ખેતવાડી ૧૦મી ગલીમાં ધી ગુર્જર ગૌરવ પ્રીટિંગ પ્રેસમાં મી. પી. યુ. દાસે છાપી છે.

૧૯૨૯

કિંમત રૂ. ૧.

# હું કોને અર્પણ કરૂં ?

તે એક "કેરેકટર"

કે જેણે મને સ્ટેજ ઉપર પહેલ વહેલો તમાશબીન

પ્રજામાં કાંઈક અચ્છા છાપ સાથે ખડો કર્યો—

**અને જે મારી માનીતી "કેરેકટર"**

ને ઇંચેઇંચ આજે હું

**મારી એમેચ્યુઅર ડ્રામાટીક કારકીર્દી**

માટે હેશાનમંદ છું

**તેને**

આ પહેલ વહેલી

**મારી એમેચ્યુઅર લીટરરી કોશેશ**

**માન, વખાણ અને હેશાન સાથે**

**અર્પણ કરૂં છું !**

અને તે 'કેરેકટર'—તું

**માઝનદરાન મીઠુ બામજી**

છે !

લા૦ ફરામ બલસારા.

# તમારી સાથ એક સહેજ ઓળખાણ.



**લેડી ખરેઘાટ** (ઉમર ૪૭)—મોટે ઘેરના અભઇજી, તવંગરી ને મહોટાઇમાં માનનારાં, રૂસ્તમના માય, તહેમીના માસી.

**રૂસ્તમ ખરેઘાટ** (ઉમર ૨૫)—લેડી ખરેઘાટનો દીકરો, ઇચે ઇચનો શુધ્ધો ગ્રહસ્થ, બચપણથી તહેમી સાથ અદરાયલો, પાછલથી દીનુનો લવર.

**તાહેમી કેપટન** (ઉમર ૨૨)—રૂસ્તમની કઝીન, ખુબસુરત, નેકખસલત, ગરીબો તર્ફ દીલસોઝ.

**દીનુ ખરાસ** (ઉમર ૨૦) એક નાવારેસ, નીરાધાર છોકરી, પાછલથી રૂસ્તમની "ફ્રીઆંસે".

**નાદર પટેલ** (ઉમર ૩૮)—દીનુનો ઘેરવાલો, લટખટ, બદમાશ.

**બેજન સરોફ** (ઉમર ૨૭)—નાનપણથી ખરાબ સોબતમાં પડી વીખરી ગયેલો નાદરનો દોસ્ત.

**મુનીર** (ઉમર ૪૫)—નાદરનો ગોઠીયો; એક જેલ બર્ડ.

**જાફરઅલી** (ઉમર ૫૭) એક રીટાયર્ડ પોલીસ ઓફીસર, રૂસ્તમનો દોસ્ત.

**બદલો** (ઉમર ૬૦)—રૂસ્તમનો એક વફાદાર નોકર, બચાંનો બાપ.

**ડા૦ હોમી મીસ્ત્રી**, એફ. આર. સી. એસ. (લંડન) (ઉમર ૪૦)—ખરેઘાટ ફેમીલીનો અંગત ડાકટર.

**ખટલો** (ઉમર ૩૭)—હાથની ધરતીથી હાડમાર થતું એક "મુંગુ જનાવર" બચાંનો ખાવીંદ.

**બચાં ઉર્ફે શ્રીમતી બચુબેન** (ઉમર ૩૩)—દેશસેવાના ધખારામાં પડેલી તથા ખાદીની ચુસ્ત હીમાયતણ, ખટલાની પરણેતર.

**મટલો** (ઉમર ૩૧)—ખટલાનો ફાસ્ટ ફ્રેન્ડ, પીઠાંનો લાઇફ મેમ્બર, મહેરાંના હાથનો ઉમેદવાર.

**મહેરાં** (ઉમર ૧૯)—ખટલાના ભાકુત આવાં દોસાંની દીકરી, મટલાની સ્વીટહાર્ટ.

**રામલો ને અનટુન** —ખટલાના ઘેરના નોકરો.

તે ઉપરાંત

**કલબના મેમ્બરો, નોકરો, હમાલ, વગેરે વગેરે.**

# "નીરાધાર" ખેલનો એક bird's-eye-view.



પપેતી નવરોઝના મુબારક તહેવાર માટે મી૦ ફરામ બલસારાની કલમથી પહેલીજ વખત લખાયલા, ને એજ બીરાદરની આગેવાની ને ડીરેકટરશીપ હેઠળ "યુનાઇટેડ આર્ટીસ્ટસ"ના કસાયલા બેચ મારફતે ભજવી બતાવવામાં આવનાર "નીરાધાર" ના ખેલ માટે કંઇક થોડીક નુકતેચીનીની લાઇનો લખવાને માટે મુજ જેવા એક ખુણે પડેલા આદમીને માગણી થતાં અને મારી મકકમ આનાકાની છતાં, એ બીરાદરની બહોંશને આખરે મને નમવું પડયું છે. હું કંઇ નાટકી લાઇનના ક્રીટીક હોવાનું ગુમાન ધરાવતો નથી. હું ઇચ્છુંચ કે એ કામ એ લાઇનના કોઇ અનુભવી આગેવાનને સોંપાયું હતે પણ અઢાર વરસો થયાં મેડીકલ એમેચ્યુર્સો સાથનો મારો સંબંધ હોવાથી, તેમજ બચપણથીજ નાટકના હુન્નરનો હું શોખીન ને પરેસ્તાર હોવાથી, તેમજ એમેચ્યુર્સોને પબલીકમાં નાટકો સ્ટેજ કરવાની હાડમારીઓનો પુરેપુરો અનુભવ મેળવેલો હોવાથી, મી૦ ફરામ બલસારા જેવા એક આગેવાન એમેચ્યુરની આ પહેલ વહેલી નાટક લખવાની કોશેષ માટે બે બોલો લખવાની હું હીંમત ને ગુસ્તાખી કરૂં છું. જો કે મારે શરૂઆતમાંજ ખુલ્લા દીલથી કહી દેવું જોઇએ કે નાટકની ચોપડીમાં એ કીસમની પ્રસ્તાવના લખવા કે લખાવવાની એક નીયમ તરીકે હું વીરૂદ્ધ છેઉં. ઇંગ્લીશ નાટકોની ચોપડીઓમાં એ કીસમનું બહારનું કંઇબી તત્વ આમેજ થતું આપણા જોવામાં આવતું નથી. જો કે હાલમાં આપણા પારસી સંસારી નાટકોનાં બાબમાં એ કીસમની પ્રેકટીસ સાધારણ થઇ પડી છે. એ જાતના દીબાચા વીરૂદ્ધ મારૂં નાચીઝ મત એજ છે, કે એવાં ક્રીટીસીઝમમાં પ્રમાણીક ટીકકાઓને પુરેપુરૂં સ્થાન મલી શકતું નથી, ને ઑથર આપણી પીછાણનો હોવાથી કુદરતી રીતેજ ખેલની નબલી પોઇંટો તરફ પુરેપુરી પ્રમાણીક સખતાઇથી અભિપ્રાય આપી શકાયજ નહીં. વળી ખરી રીતે જોતાં ખેલનાં ગુણ દોષમાં ઉતરનારી ટીકકાઓ ને નુકતેચીનીઓ ખેલ ભજવાયા પછીજ કરી શકાય; નહી કે તે ભજવી બતાવ્યા આગમજ. કારણ કે લખાણ તો ખાલી બહારનું ખોખું છે, જ્યારે ખેલની કેરેકટરો ભજવી બતાવવામાં આવતી એકટીંગ ખેલનો ખરો આત્મા છે.

મી૦ ફરામ બલસારાને હું આજે વરસો થયાં, પારસી સંસારી ખેલોમાં એક આગેવાન લેડી કેરેક્ટર તરીકે જોતો રહયો છું; ને એવણનાં એકટીંગનો હું ખરા દીલથી વખાણનાર છેવું. દરેક ખેલમાં ચીફ લેડી કેરેકટરનો ભાગ લઇ તે પાત્રના ઉંડાણમાં ઉતરી, દરેક સંજોગોને અનુસરતા હાવભાવો ને sentiments બતાવી આપવાની એવણની કુદરતી એકટીંગથી હાલના પારસી એમેચ્યુર્સોમાં વગર શકે એક ટ્રેજીક હીરોઇન તરીકે એવણ સઉથી આગેવાન જગા રોકે છે, એવું મારૂં પ્રમાણીક મત છે. જો મગજનું હચુપચુ છોડી દઇને, એ ભાઇ જો ગંભીરતાથી મન પર લેય તો એવણ માટે સીનેમા લાઇનમાં બહોળુ ખેતર ને ઝલકતું ભવીષ્ય પડેલું છે.

નાટક તખ્તાના એવા એક કુશળ એમેચ્યુર આરટીસ્ટને એક પારસી સંસારી ખેલના ઓથર ને કર્તા તરીકે બહાર પડેલા જોઇને એવણને હું ખરા જીગરની મુબારકબાદી ઇચ્છું છું; ને ઉમેદ રાખુંચ કે આ ખેલ લખવાના ને ડીરેકટર તરીકે તે બહાર પાડવાના મલેલા કીંમતી અનુભવ પછી એવણ વધારે સંગીન ખેલોના લખનાર તરીકે બહાર પડતા રહે. મરહુમ મી૦ બમનજી કાબરાજી જેવા બાહોશ નાટકકારના ગમખાર મરણ પછી ધરખમ ને રસીલા પારસી સંસારી ખેલો ઘણા જુજ બહાર પડે છે. ને હાલના મોજુદ આપણા ગણ્યા ગાંઠયા પારસી નાટક લખનારાઓ મેસર્સ પીન્નમ, ગુલફામ, શેદના ને ફીરોઝગરની સંફમાં જોડાવા બહાર પડતા, મી૦ બલસારા જેવા બીજા નવા લખનારાઓ ને ઉછરતા વછેરાઓની સારી કોશેશ પારસી કોમના દરેક ઉત્તેજનને લાયક છે. એવા ઉધરતા ઓથરોની પહેલી કોશેશોને નાટકની લાઇન સાથ સંબંધ ધરાવનારાઓ તેમજ બીજા જુનાં નાટક લખનારાઓ તરફથી ઘટતું ઉત્તેજન મલવું જોઇએ; કે જેથી ઉલટ ને ઉમંગ પકડી બીજા નવા લખનારાઓ કે જેઓમાં કુદરતી પાણી હોય તેઓ બહાર પડવાની હીંમત કરે, ને વખતના વહેવા સાથ ઘડઇને બાહોશ નાટકનવેશ બની કોમની કીર્તીને દીપાવે.

હવે ખુદ ખેલની મુલ વસ્તુની આપણે તપાસ લઇએ. હું જોઇને ખુશી છેઉં કે ખેલનો પ્લોટ એક તદન સાદુ, સુતરૂં, સરલ ને કુદરતી પારસી સંસારી વલું રજુ કરે છે. હમણાં હમણાં સીનેમાની ફીલમો પરથી ઉપજાવી કાહેલા ને પારસી રંગરૂપ ને લેબાસ આપેલા ભેલમભેલની જાત્રા જેવા અકુદરતી ને સાધારણ પારસી જીંદગીમાં બની નહિ શકે એવા

અસાધારણ બનાવોવાલા પ્લોટોથી ખેલનો ઇનટરેસ્ટ ઘણો જલદી મરી જાય છે તેમ આમાં બન્યુ નથી. "નીરાધાર" એક સીરીયો-કોમીક ખેલ છે, જેના ટ્રેજીક ને કોમીક વલાંઓ એકેકથી તદન અલગ પણ સરલ રાહમાં દોડે છે. "નીરાધાર"ના એકજ બોલ પરથી આખા ખેલનો સાર સપાટામાં મલી જાય છે. તવંગીરીની તકોબરીમાં ફુગરાતા ને ફુલાતા માલેતુજારો પોતાની એકલપેટઇ જીંદગીની મોજમજાહમાં ચકચુર રહી ગરીબી, કંગાલીયત ને મુફલેસીમાં સબડતા પોતાના કમનસીબ હમીદીનોને કેમ તુચ્છકારે છે; પૈસાની ધુંધમાં આંધળા બનેલા હવસી હયવાનો ગરીબ નીરદોષ છોકરીઓની પાક અસમતને કેટલી તુચ્છ સમજે છે; અમીર ને આલા ખાનદાનમાં જનમ પામવા છતાં, ગુમાન તકોબરીથી તદન અલગ ગરીબોને પોતાની સંફનાજ સમજનાર ને તે બાપડાઓના દુઃખથી દાઝી જનાર ને પાક મોહબતનો બુલંદ દરજ્જો સમજનાર એક ખાનદાની જવાન, એ બધાંઓનો એક બોધ આપનાર કીસ્સો આ ખેલમાં ઘણી અચ્છી બોધદાયક રીતે સમજાવવામાં આવ્યો છે.

દીના નામની એક નાવારેસ નીરાધાર મુફલીશ પણ કુલીન, ને આબરૂ અસમતની પુરેપુરી કીંમત સમજનારી ને તે કીંમતી ખજાનાની પોતાના જીવના જોખમે બી સંભાલ લેનારી એક લાચાર છોકરી પોતાની ખુબસુરતીથી નાદર નામના એક હવસી, કુછંદી, દુન્યાથી ઉખડેલ માલેતુજાર બદમાશની બુરી નીગાહનો ભોગ થઇ પડી, પાક દામન લુંટનારા તે હવસી ડાકુની ઝેરી ચુંગાલમાંથી એક ખાનદાની ઇઝતદાર ને પૈસે પુર જવાન રૂસ્તમને હાથે વખતસર બચી જાય છે. અહીં એ બેઉ જુવાનોની પાક મહોબતનો કીસ્સો શરૂ થાય છે. પૈસાની મસ્તીમાં તુંદ ને મગરૂર બનેલા, ને ગરીબોને ગુલામ સમજીને ધીકકારનાર રૂસ્તમના માય (લેડી ખરેઘાટ) ની રૂસ્તમને એની કઝીન તહેમીના સાથ પરણાવવાની ગોઠવણો ઉથલાવી નાંખી, રૂસ્તમ દીનાનેજ પરણવાનો પોતાનો મકકમ નીશ્ચય માયની સખત મનાઇ છતાં જાહેર કરે છે. રૂસ્તમ પોતાના જાનના જોખમે દીનાને નાદર ને એના મુજી સોબતીઓના હાથમાંથી બચાવે છે. પોલીશના છટકામાંથી છુટવા ફાંફાં મારતો જીવ પર આવેલો નાદર રૂસ્તમની તીજોરી લુંટવા આવેછ જ્યાં દીના તેને મોટો જોખમ ખેડી તેમ કરતાં અટકાવેછ ને ખુનીની ગોલીથી ઘાયલ થાય છે. રૂસ્તમ દીનુને ખરા દીલના જોશથી ચાહે છે એમ જોતાં તહેમી તેને સુખી કરવા ને દીનુને બચાવવા પોતાના આંગમાંનું લોહી મરતી દીનુને આપી પોતે પોતાનો પ્યાર ને જાન રૂસ્તમ પર ફીદા કરે છે.

ઉપલો ટુંક ઇનતેખાબ ખેલનો સીરીયસ ભાગ રજુ કરે છે; જે સાદી પણ જોસદાર ઝબાનમાં ઘણી અસરકારક રીતે લખાયલો છે. કટકે કટકે રજુ થતી ઝમકદાર રસીલી બેતબાજીથી લખાણને ખેંચાણકારક બનાવવામાં મદદ મલે છે. સારી રીતે લખાયલી ઉમદા ખ્યાલો દરશાવતી બેતબાજી એક ખેલના શણગાર મીસાલ હોઇ તેની અપીલમાં વધારો કરે છે. કેટે કેટે તકરારની ધુંઇમાં જાસ્તી ઝબાનદરાઝીને અતિશયોકતી (exaggeration) માલમ પડે છે, જેનો એક દાખલો દીનુ પર જુલમ ગુજારવા માગતા નાદરની માગણી વખતે દીનુ ને નાદર વચ્ચેની તકરારનો છે; જે તકરાર ઘણા bombastic બોલોમાં ખેંચીને લંબાવવામાં આવી છે. ખેલના મુખ્ય બનાવો (Episodes) ઘણા થોડા છે. ખેલનાં મુખ્ય વલાંમાં બીજા બનાવો ઉમેરીને લેડી ખરેઘાટ ને તહેમીના જેવી સારી કેરેકટરોને વધારે કામ સોંપવામાં આવતે તો ખેલની ઝમકમાં ઓર વધારો થતે; આવી અગત્યની સેકંડરી કેરેકટરોને નજીવા પાર્ટ આપીને ખેલને ખીલવવાની હદને ઘણી સકોચાવીને સાંકડી કરી નાખવામાં આવી છે. જો રૂસ્તમને ગુસ્સાના આવેશમાં એના લેડી મમા ઘેરમાંથી કહાડી મુકતે ને પોતાને આપેલા કોલના ભંગના ખીજવાટમાં તહેમીના શરૂઆતમાં લેડી ખરેઘાટની તરફેણ લઇ રૂસ્તમની વીરૂદ્ધતા બતાવતે ને અત્યંત મુશીબતો વેઠી રૂસ્તમ દીનુ સાથે લેડી ખરેઘાટના ને તહેમીના આશીરવાદો સાથે સાદીના ગાંઠથી એક થતે તો ખેલની રંગતમાં ઓર મજા આવી શકતે.

દીનાની ધરખમ કેરેકટર મી૦ બલસારા જેવા કસાયલા એકટરના હાથમાં હોવાથી તેને ઇંચે ઇંચ ઇનસાફ મલવાની સંપુર્ણ ગેરંટી છે. અજાયબી ને અફસોસ ઉપજાવનારી બીના એજ છે કે રૂસ્તમ ને દીના જેવી ચીફ કેરેકટરોના મોંહામાં એકબી ગાયન સોંપવામાં આવ્યું નથી, જે એ પાત્રોની કીંમતમાં ઘણો ઘટાડો કરે છે.

ખેલમાં કોમીક વલાંનો આઇડીયા ઘણો સારો છે ને તે હાલમાં પેપરોમાં ચરચાતી ચાલુ બાબદો-ચરખા, સ્વદેશીઝમ ને દારૂના બહીસ્કાર સંબંધી હોવાથી ઘણું બંધ બેસતું ને topical છે. મી૦ દારબ મીસ્ત્રીએ એ કોમીક ઘણું સરસ લખ્યું છે. વળી એ પારટો સ્ક્રીનપર જગમશહુર થયેલા "કોહેન ને કેલી" મીસાલ પારસીઓમાં જાણીતી અને માનીતી થઇ પડેલી સ્ટાર કોમેડીયન જોડી માપલા ને મીસ્ત્રીના ખાસબી હાથોમાં હોવાથી તેની ફતેહ વીશે શક રાખવા જેવું છેજ

નહિ. બરજોર માપલા ને દાલી મીસ્ત્રી બીરાદરોનું ધાંધલ ધરપચ કે તાણુતોડ વગરનું ને સરલ, ઠંડું ને ટાહુકા ટુચકાથી ભરપુર ટકોરબાજ એકટીંગ નીહાલવું ખરી નાટકી મોજ છે. એ બેઉ ભાઇઓ ખરા સમજદાર કોમેડીયન આરટીસ્ટો છે ને એ લોકની હાજરી કોઇબી ખેલના કોમીક વલાંને પુરેપુરો ઇનસાફ મલવાની ગેરંટી સમાન છે.

મી૦ ફરામ બલસારાએ આ નવા ખેલ માટે જીવતોડ મહેનત કીધી છે. એકલે હાથે મોટો નવો સહાસ ને જોખમ ઉપાડયો છે. પણ એવણની પુઠમાં ને હીંમતમાં એમેચ્યુર્સ બીરાદરોનો એક ઘણો ધરખમ બેચ છે. હું એ બીરાદરને ને એવણના ઉમંગી હમશરીક ગોઠયાઓને જીગરના ઉંડાણુથી સંગીન ફતેહ ઇચ્છુંચ. કોઇબી એમેચ્યુર કલબ કે મંડળની ફતેહ તે સામાન્ય એમેચ્યુર ખેલાડીઓની ફતેહ ગણાવી જોઇયે. જો ખરા એમેચ્યુરના સ્પોરટીંગ સ્પીરીટથી કામ લેવાતું હોય તો અંગત અદેખઇ, મતફેરી, ને હસદને જગા હોઇ શકેજ નહિ. એમેચ્યુર બીરાદરો પોતાની એનરજી ને હોંશિયારી, સંખ્યાબંધ કલબોમાં વહેંચાઇ જવાને બદલે બે ત્રણ ધરખમ કલબોની સાંકડી ને સંપીલી હદમાંજ સંકોચાવી રાખે ને Art for Art's sake, યાને એકટીંગનો કીંમતી હુન્નર હાંસેલ કરવા કે બતાવવાનાજ સ્પીરીટથી બહાર પડતા હોય તો તેને માટે ઘણું બહોલું ને માનવંત ખેતર પડેલું છે. એમેચ્યુર કલબોએ પોતાની કોમની મદદ માટેબી અવાર નવાર બહાર પડવાની પોતાની આઇન ફરજ સમજવી જોઇએ. આજકાલ ખરા કે ખોટા સબબોસર "ગરીબકી જોરૂ સબકી ભાભી"ના નીયમસર બાપડો ગરીબ એમેચ્યુર વર્ગ જાહેર છાપામાં ઘણો વખોડાય છે. નજીવી બાબદો ને કસુરો માટે એ બીચારાઓનાં છાલછોડાં કાઢી નાંખવામાં આવે છે. કોમને નીરદોષ રમુજનું સાધન પુરૂં પાડવાના તેમજ પોતાનો એકટીંગનો શોખ તૃપ્ત કરવાના એક legitimate હેતુથી આખો મહીનો મહેનત લઇ અગવડો ખમીને ખેલ ઉભો કરનારા ગરીબ એમેચ્યુર છોકરાઓને કોઇ કલબો તે છોકરાઓને થયલા ગાડી ભાડાના કે ખાવાના પરચુટણ ખરચ માટે જો કદાચ પંદર પચીસ રૂપીઆ ખેલની આખેરીએ આપે તો તે લોકોએ શું એક આઇતી દોલત મેળવી હોય તેમ "નાઇટને ખાતર બહાર પડોછ"ના તાણા ટપલા મારનારા સુખવાશી સાહેબોએ બે ઘડી વીચાર કરવો જોઇએ; એ આખા સવાલને એમેચ્યુરોની મુશકેલીઓનો વીચાર

કરી વધારે દીલસોઝ ને tolerent નજરે જોવો જોઇએ. વરસોના મારા એ ભાઇઓ સાથના અંગત અનુભવ પરથી હું જાણુંછ કે એમેચ્યુર્સોનો મોટો ભાગ ગરીબ પણ આબરૂદાર ને પોતાનાં ખભાના બળ પર મુસ્તાક રહેનાર ને મહેનતુ છે; ને સર અવસરે એકટીંગ માટેનો પોતાનો નીરદોષ શોખ ને મોજ પુરી પાડવા માટેજ કંઇબી લાલચના ખ્યાલ વગર બહાર પડે છે, તો સમજુ ગ્રહસ્થોને લાઝીમ છે કે ઉંડાણ તપાસ વગરના અણઘટતા ટીકકા ને હુમલાઓ કરી એ ગરીબ રાંક પણ મુગા ભાઇઓનાં દીલ દુખવવાથી પરહેઝ રહેવું. એમેચ્યુર્સોની હાડમારીઓ, હેજગારીઓ, જોખમદારીઓ એ વર્ગની બહાર રહેલાઓ પુરેપુરી સમજી નહીંજ શકે. તેમજ મારે બીજા હાથ પર કબુલબી કરવું જોઇયે કે ઘટતી લાયકાત કે પોતાના સ્ટાફ પર સખત ડીસીપલીન, જાપતો ને દેખરેખ નહી રાખી શકે એવા લેભાગુ આદમીઓએ એવી પરપોટા કલબો ઉભી કરવાના અખતરા ને અભખરાથી હમેશ બાઝ ને દુરજ રહેવું જોઇએ. થોડાક કુમળા મગજના નાદાન છોકરાઓના ભવીષ્ય એવા આંકોશ ને દેખરેખ વગર હમેશને માટે બગડયાંછ એ અફસોસની વાત છે. એમેચ્યુર બીરાદરો હમેશ પોતાનો સ્ટાંડર્ડ ઉંચો રાખવાની સંભાલ ને કાલજી રાખસે તો એ નામ સાથે વળગેલી સુગ ને અણગમો જરૂર દુર કરાવી શકશે. હાલ ભજવાતા પારસી ખેલો ઘણાખરા પારસી એમેચ્યુરો મારફતેજ બહાર પડતા હોવાથી મેં લંબાણથી મારો ઉભરો ખાલી કીધો છે તે માટે દરગુજર ચાહું છું.

છેવટે કુલ્લે પારસી આલમને આબાદી, જાહોજલાલી, સલાહસંપ, ને તંદોરસ્તી ઇચ્છી હું ખતમ કરૂં છું.

લી. સેવક,

**જહાંગીર વાડીયા,**

(L. M. & S.)

**મેડીકલ એમેચ્યુર.**

મુંબઇ, તા૦ ૨૬ મી ઓગસ્ટ ૧૯૨૯.



# "હમબી નવાબ ભરૂચ કે—"

"આસ્તા વણ્યા, તાસ્તા વણ્યા, ને સોલસો વેપાર કીધા" તેમ મારી આટલી નાની ઉંમરમાં મારા તકદીરમાંબી એક બાજુ દરીને બેસવાનું નહીજ હોસે ને આજે એક એમેચ્યુઅર નાટક લખનાર તરીકે તમારી સનમુખ ઉભુ રહેવાનું તે કરીમે કારસાજે નીરમાન કીધું હોસે, તો લ્યો મહેરબાન રફીકો, આજે આય "નીરાધાર" તમારી સમક્ષ રજુ કરવાની રજા લેવું છું.

ખોદાને ખાતર વલી કોઇ ડોળા ચઢાવી ના દેતા કે હું કાંઈ એક નાટક લખનાર હોવાનો દાવો કરતો બહાર પડયો છું. ના રે બા, મારે પહેલાંથીજ કહી દેવું જોઇએ કે હું કાંઇ નાટક લખનાર નથી; અરે નાટક લખનાર તો શું પણ મને તો એક કાગજબી કોઇની ઉપર લખવું હોય તો તે બી પુરૂં પાધરૂં આવડતું નથી; પણ ત્યારે મને નાટક લખવાનુ સુઝ કેમ પડયું ? તો લ્યો સાંભળો.

ગયે વરસે યુરોપથી પાછા ફરતાં મારા કેટલાક એમેચ્યુઅર બીરાદરોએ મારો પીછો પકડયો કે આપણ સાથે મલીને એક ના ક સ્ટેજ કરવો. બેશક હું મારી પોતાની કીંમત બરાબર જાણતો હોવાથી મેં એ સરદારી લેવાની ના પાડી પણ જેમ જેમ નવા વરસનો હીંગામ નજદીક આવતો ગયો તેમ તેમ એ બીરાદરોની બજીદાઇ વધતી ગઇ ને અંતે મારે કબુલ કરવુંજ પડયું. પણ પહેલોજ સવાલ આવીને ઉભો રહયો કે નવો નાટક કયાંથી લાવવો. છેલ્લી આંગળીના ટેરવાપર ગણી શકાય એટલા હૈયાત નાટકનવેશો એક યા બીજી રોકાણમાં હોવાથી હમારો વિચાર પડતો મુકવાની મેં દરખાસ્ત મુકી જે વખતે કોણ જાણે શું સેતાન ચોઘડીયું હશે કે એકં જણે સુચવ્યું કે મારે એક નાટક લખવો. લેવ, ખાધું પેટ ભરીને ! મેં એ વીચારને સાફ હસી કહાડયો, પણ મારા મિત્રો એવા જીદનું જાલું થઇને બેઠા કે અંતે, ફકત એઓને રાજી કરવાનાજ ઇરાદાથી મેં શરૂઆત કરી, અને શરૂઆતનું થોડું લખાણ મેં મારા એક નાટકનવેશ મિત્રને વંચાવતાં અને તે મીત્ર તરફથી ઉત્તેજન મલવાથી મેં આય આખો નાટક લખી કહાડયોછ. મારી તરફથી કાંઇ પીજામ, ગુલફામ, કે શેદના જેવા નાટકનવેશોના નાટકો જેવા પરિણામની વકકી રાખશો નહી. બેશક મારા નાટકમાં

ભુલો તો સંખ્યાબંધ હશે, કારણ કે A watchmaker cannot be a shoemaker પણ મને આશા છે કે એક એમેચ્યુઅર લખનાર તરીકે તમો આ નાટકની પરીક્ષા લેશો અને મને થોડીક ગ્રેસની મારકસ આપશો.

આય આખો નાટક કાંઇ ઓરીજીનલ ના સમજતા. નારે બા "ઓરીજીનલ" જેવી ચીજ તો હું સમજતોજ નથી. આય તો બધું "ઓગરીજીનલ" (?) છે. અત્યાર સુધી જેટલા નાટકો જોયલા હતા તેમજ બીજી ભાષાના વાંચ્યા હતા ને તેમાંથી જે સારી વસ્તુ મારી આંખ આગળ હંમેશાં ભમતી રહેલી હતી તે મેં કાગજની સપાટી ઉપર ઉતારી છે. તેમજ આય નાટકમાં લખાયલી ભાષાને વાસ્તે પણ મારે ખુલાસો કરવો જોઇએ. નાટકમાં બેતબાજીની હું હંમેશ હીમાયત કરતો આવ્યો છું અને તેજ પ્રમાણે આય નાટકમાં મેં થોડી ઘણી લખવાની કોશેષ કરી છે પણ રાહીમ, મીતર કે પીંગલની બારાખડીનું બી મને ભાન નહી હોવાથી હું અરજ કરૂં છું કે મારા લખાણની ઘણી કરદી પરિક્ષા કરશો નહિ. જરા નાખતીની નજરથી જોશો તો મને ઉમેદ છે કે તમો કંઇ ઘણા નાઉમેદ થશો નહિ. ફકત એક મહીનામાં મેં આય નાટક ચીત્રી કાઢયોછ તેને બે મહીનાના સખત રીહયર્સલથી, મારી અંગત દેખરેખ હેઠળ મોટી જહેમત ખેંચી કાંઇ પણ ખરચની વાણ કર્યા વગર તમારી સનમુખ રજુ તો કરૂં છું પણ—પણ—મારા પેટમાં કલેજી નથી. મારો આય પહેલો પ્રયાસ હોવાથી હું જેવી જોઇએ તેવી હીંમતથી તમો સનમુખ ઉભો રહી શકતો નથી. જો મને તમો મહેરબાનો તરફથી ઉત્તેજન ને ઉલટ મલસે તો બીજીવાર હું વધુ હિંમતથી તમારી સેવા બજાવવા બહાર પડસ, ને નહિ તો--નહિ તો શું ? કાગજ, પેનસીલને ટેબલના ખાણામાં ઉંચા કરીને મજબુત ચાવી દઇ દેવસ. બીજું શું ?

આય નાટકના કોમીક વલાંને વાસ્તે મારે થોડો ખાસ ખુલાસો કરવાનો છે. મારા વાંચવામાં આવેલા એક નાના અંગ્રેજી સ્કીટને હમણા આપણા દેશમાં ચાલતા બનાવોને ગુંથીને એક પ્લોટ મેં ઉભો કીધેલો છે. પણ એક વસ્તુ ગમે એટલું સારૂં હોય પણ તેને કોમીક ભાષામાં રજુ કરવું એ કાંઇ ખાવાના ખેલ નથી; અને સાચું માનજો કે એ દીશામાં હું એકદમ ધુજરો બની ગયો હતો પણ આ વખતે મારો બીરાદર દારબ મીસ્ત્રી મારી મદદે આવ્યો. ભાઇ દારબ મીસ્ત્રીને આજે વરસો થયા શોખીન તમાશબીનો એક રમુજી એકટર તરીકે ઓલખે છે. ને એ ભાઇએ મારી સાથે ખભાથી ખભુ મેળવી આ કામ પાર ઉતારી આપ્યું છે. તમો પોતે આ ખેલનું કોમીક જોજો ને તમોને પસંદ પડે તો શાબાસી એ ભાઇને આપજો.

તેમજ વલી મારે ભાઇ બરજોર દારૂવાલા (માપેલા) ને નહિ ભુલવો જોઇએ "કોહેન ને કેલી" જેવી આ રમુજી જોડીએ આ ખેલમાં કોમીકને વાસ્તે જીવ પટકી જે જે જહેમત ઉઠાવી છે તે વાસ્તે એ મારા બેઉ બીરાદરનો હું ખરા જીગરથી ઉપકાર માનું છું. એ બેઉ બીરાદરો વગર હું ભુજ્યો પાપડબી ભાંગી શકતે નહિ. તેમજ મારા મીત્ર પીરોશાહ મીસ્ત્રી જેવા વેટરન એકટરની સામેલગીરીથી મને ઘણુંજ જોર મલ્યું છે. અને "United we stand" ના સીધ્ધાંત પ્રમાણે એ ભલા ભાઇઓના સહકારથીજ આજે હું તમો સનમુખ ઉભો રહી શકયો છું જેને વાસ્તે તે કરીમો કારસાજના લાખો શુકર અદા કરૂં છું.

તેમજ મ્યુઝીકની બાબતમાં મારો જાની દોસ્ત મી. ફરામરોઝ ધ. સરોફ મને મદદગાર થઇ પડયો છે. પારસી મ્યુઝીક ઇન્સ્ટીટયુટના આ બાહોશ માસ્તરને મ્યુઝીકની બાબતમાં વખાણવો એતો સોનાપર ઘોલ ચહાવવા જેવું છે. ચટ ને પટ એક પછી એક ગાયણો જે એ ભાઇએ મને કોમપોઝ કરીને આપ્યાછ તે વાસ્તે મેં તો મારા ખરા જીગરથી આફ્રીન પોકારી છે. ઇંગલીશ મ્યુઝીકથી આ વખતે હમો દુરજ રહયાછ ને ખરી રાગદારી ચીજોનોજ તમો હયાં જમેલો જોશો. મારા બીરાદર ફરામ શરોફને હું ખાત્રી આપું છું કે જે તકલીફ તેણે આ વખતે લીધી છે તેની હું ખરાં જીગરથી કદર કરૂં છું તેમજ ભવીષ્યમાં એ ભાઇની મદદથી કાંઇક વધુ કરી બતાવવાની મને હજી ઉમેદ છે.

૫૩ માં પાના પર રજુ થતા અંગ્રેજી ગાયણની બી તવારીખ છે. જાણીતા ડ્રામાટીસ્ટ મી. ચટોપાધ્યા મને ગયે વરસે બરલીનમાં મલ્યા હતા ત્યાં તેવણને મોને ગુજરાતી તરજો પર અંગ્રેજી બોલો સાથના ગાયનો મેં સાંભલ્યા હતા તેમજ મારી સાથે થોડા હું લાવ્યો પણ હતો પણ કમનસીબે તે પેકેટ મારાથી કોઇ ગેરવલે મુકાઇ ગયું હતું પણ ગઇ કદીમ પપેટીને દીવસે મારૂં અચાનક પુને જવાનું થતાં મેં મારી ખુશાલી વચ્ચે મારા મીત્ર મી૰ ફીરોઝ ફરામજીના મોને સાંભલ્યું કે મી૰ ચટોપાધ્યા તો પુનામાં આવેલા છે ને કેટલાક આવા ગાયણો તેવણને પણ આપેલા છે. તેમાંથી મેં આય એક મોકાસરનું ગાયણ રજુ કર્યું છે. અને મને આશા છે કે તમો મહેરબાનોને એ કીસમની વેરાયટી જરૂર પસંદ પડશે.

આય ખેલનો દીબાચો મહારા મહેરબાન મીત્ર ડા૰ જહાંગીર વાડયાએ લખી મને માન આપ્યું છે. ડા૰ જહાંગીર જેવા એક પકકા ડ્રામાટીસ્ટને

હું માનની નજરથી જોઉં છું અને એ સમજદાર ભાઇની ચાલુ દીલસોજી તથા ઉલટ હમો એમેચ્યુઅર ભાઇઓને આગલ વધવામાં ઘણીજ મદદકરતા થઇ પડે છે. એ ભાઇએ મને આગલ પાડવામાં ઘણોજ દીલસોજીભર્યો ભાગ ભજવ્યો છે જે વાસ્તે એ મારા શીખેલા મીત્રનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. એ ભાઇએ આ નાટક વાંચ્યા પછી મને જે જે સલાહ આપી છે તે ખચીત મને ઘણી કીમતી માલમ પડી છે તેમજ ભવિષ્યને વાસ્તે જો એ મારા મહેરબાન રફીકનો છાયો મારે માથે હશે તો—ઇન્શાન અલ્લાહ—કંઇક નવોજ રંગ જમાવી બતાવીશું, પછી તો કોણ જાણે, વીધીમાં શું બી લખાયું હોય.

ભાઇ જહાંગીર લખે છે કે આ ખેલમાં હીરો ને હીરોઇન એઉને ગાયણો આપવામાં નથી આવ્યા એ અફસોસની વાત છે. હું ડા૦ જહાંગીરને પુછસ કે એક ભાઇ જો પાર્ટ ઘણો સરસ કરતો હોય પણ ગાયણ મુદલ ગાઇજ નહિ શકતો હોય તો શું તેને ગાયણો આપીને તેની કેરેકટરને નબલી બનાવી લોકોમાં હશી કરાવવી? તેના કરતાં મારા મત મુજબ જેવો નહિ ગાઇ શકતા હોય તેવોને ગાયણો આપવાથી બાઝ રહેવું એ વધારે સારૂં છે. આ મારૂં પ્રમાણીક મત છે, પછી તો જેવા જેના વિચાર.

બીજુ ભાઇ જહાંગીર એમેચ્યુઅરોને વાસ્તે બળાપો કરેછ કે એ લોકો જુદા જુદા મંડલોમાં વહેંચાઇને એનરજી બરબાદ કરેછ. મારે આ બાબત ઉપર લખવાનું ને બોલવાનું તો ઘણુંજ છે પણ દલગીરી સાથે આ બાબદ હાલને કાજ છોડી દેવી પડેછ. કારણ કે એક એવી સાબુત લગામ મારા ગલામાં પરોવાયલી છે કે મારે હાથ ખાંચવોજ પડેછ. કદાચ એ વડીલ ભાઇ ખરા પણ હોય; છોડો એ વાત. ગધેડાને દીફાં મારવાથી કાંઇ તેઓ સુધરતા નથી.

મારે આ તર્ફે એક ખાસ ઉપકાર માનવાનો છે ને તે ધી ઝોરાસ્ટ્રીયન કલબના માલેક મી૰ રૂસ્તમજી વેલાતીનો છે. જે કાલજી ને ઊલટથી એ ભાઇએ હમારૂં કામ પાર પાડવામાં મદદ આપી છે તેમજ કાંઇપણ હાંસલ વગર પોતાની ધી ઝોરાસ્ટ્રીયન કલબનો રૂમ રીહયરસલ કરવા હમને સ્વાધીન કીધો છે તેને વાસ્તે મારી પાસે ઉપકારના પુરતા શબ્દો નથી. મને ઉમેદ છે કે એ ભાઇએ આ વખતે જેવી ઉલટ લીધી છે તેવી ચાલુ રાખી ભવિષ્યમાં એમેચ્યુઅરોને મદદકરતા થઇ પડશે.

તેમજ ધી ઇમપીરીયલ સીનેમાના માલેક શેઠ મહમદઅલી દાઉદભાઇ રંગવાલાને મારે વીસરવા નહી જોઇએ. હમોને સ્ટેજ રીહયરસલને વાસ્તે એકે બોલે પોતાની થીએટર હમોને આપી છે જેને વાસ્તે એ ભલા શેઠના હમો ઘણાજ આભારી છીએ.

મેં નાટક તો લખ્યો મારા બીરાદરોએ રીહયરસલ તો કીધાં પણ હમોને આવા નવરોઝ પપેતી જેવા દીવસો પર થીએટર મલવાના કાંઇ પણ ચાન્સ નહી હતા તેવા વખતમાં મારા ત્રણ શ્રીકો મારી મદદે અચાનક આવીને ઉભા ને તેઓ ધી માદન થીએટરઝ લીમીટેડવાલા મેસર્સ દીનશાહ ઇરાની (આર્ટીસ્ટ) રતનશાહ સીનોર (ડાયરેકટર) તથા મેરવાનજી રૂવાલા (મેનેજર) છે. આ ત્રણે શેઠીયાઓનો ઉપકાર હું કેમ માનું ? જાણે આ કામ એઓનું પોતાનું હોય તેવી દીલસોજીથી મને આઇન ઘડીએ મદદનો હાથ આપી મને ઉભો કીધો છે તેને વાસ્તે એ ત્રણે સાહેબોનો હું જીંદગી પર્યંતનો ઉપકારી થયો છું. ખોદા એ ત્રણે ભલા ભાઇઓનું ભલું કરો ! આમીન.

આ નાટક સ્ટેજ કરવામાં મને ઘણાક ધંધાદારી શેઠીયાઓએ મદદ કીધી છે. જેવાકે મેસર્સ કાપડીઆ બ્લાઉઝ એમ્પોરીયમ, મેસર્સ શેરેટન કું., મી. જાંહગીર ઇરાની, મી. કેખશરૂ ન. રબાડી, મેસર્સ દેશાઇ એન્ડ કું., ડી. પી. હોરમસજી ફોટોગ્રાફર, ધી એક્ષેલસીયર પ્રોસેસ વર્કસ વગેરે સાહેબોએ પોતાની હુન્નરમંદીના નમુનાથી મને નવાજ્યો છે તે સરવે સાહેબોનો હું સામટો ઉપકાર જાહેર કરૂં છું.

મારા મીત્ર મી૦ ગમનલાલ પંડયા, આગલા માણેક પ્રીન્ટીંગ પ્રેસના માલેકે, મારી આ ચોપડી ધી ગુર્જર ગૌરવ પ્રીન્ટીંગ પ્રેસમાં છપાવવાના કામમાં ઘણીજ તકલીફ લઇને મને ઉપકારી કરયો છે તેમજ આ છાપખાનાના મેનેજર મી૦ પરસોતમદાસ શુકલએ મને દરેક રીતની સગવડ આપી મારી મરજી મુજબનું કામ કરીને મને સંતોષ્યો છે તે વાસ્તે એ ભાઇનો પણ હું ઉપકારી થયો છું.

અને છેવટે, મારા એમેચ્યુઅર બેરાદરોને હું કેમ ભૂલી શકું ? ભાઇ પીરોજશાહ મીસ્ત્રી, ફરામ બાટલીવાલા, અદી દાજી, ફરામ શેઠના, સોહોલ ડોકટર વગેરે જાણીતા એમેચ્યુઅરોએ મારા આ સહાસમાં પોતાનો હીસ્સો જેવા હસ્તે મ્હોને મને આ વખતે આપ્યો છે તેવોજ હીસ્સો મને ચાલુ

મલસે તો ખોદાના હોકમથી એમેચ્યુઅરોના નામ સાથ વલગેલી સુગ દુર કરાવવાની જે જહેમત હું ઉઠાવી રહયો છું તેમાં મને ધારવા કરતાં જલદી ફત્તેહ મલવાની ખાત્રી છે. પછી તો જેવી તે સાહેબની મરજી.

છેવટે મહેરબાનો, લંબાણ થવાથી તમારી દરગુજર ચાહું છું, અને તે પાક પરવરદેગાર પાસે બે હાથ જોડીને એટલીજ દુવા ગુજારૂં છ કે ઓ મહાનામી બાપ આય બેસ્તું સાલ મારી વહાલી પારસી કોમને મુબારક કર, અને કોમમાંથી બેકારી ને હાડમારી નાબુદ કરી પારસી કોમની કીર્તિનો ઝુંડો સદા ફરકતો રાખજે. આમીન.

મુંબઇ,
તા૦ ૨૯ મી ઓગસ્ટ ૧૯૨૯.



# "નીરાધાર"



## અંક ૧ લો.

---

### સીન પહેલો.

(દીનાનો ઓરડો-દીના સીવતી બેઠેલી છે.)

દીના:— ગાયન.

(રાગણી પ્રભાત, તાલ દાદરો, માત્રા ૬)

દાદાર સુનો અરજ મારી
નારી આ દુખ્યારી
'રહેમ' કરો કીરતારી
ગજબથી ઉગારી—

અંતરો

કરમની શું ગત ન્યારી
ગરીબીનો જખમ કારી
તવંગરીનો દૌર ભારી
વફા પર જફા ગુજારી—

પરવરદેગાર, સાત વાગા. આખી રાત સીવતાં સીવતાં હાથમાં આંકરાબી આવેછ. આય બ્લાઉસની સીલાઇબી લાવસ તોબી ભાડાંના પૈસા નીકલસે નહી ને મુવો દેવેનામ દેવ વરી સવારના પહોરમાં આવીને ઉભો રહેશે તો તેને શું જવાબ આપસ. ઓ ખોદા મુજ ગરીબ તરફ જો, મારા એવા તે શું પાપો હોસે કે આય દુન્યામાં તેં મને એખલી અટુલી નીરાધાર નાખીછ.

કયા પાપોની સજા ફરમાવીછ કે આજે બનીછ નીરાધાર,
એકલી અટુલી દુન્યામાં રાખ્યો નહી કોઇનો આધાર.
નથી સગા સ્નેહી કે કોઈ કુટુંબ પરીવાર,
જો હોય કોઇ તો તે એખલો તુજ છે મારો પરવરદેગાર.

( બારણું ઠોકાય છે-નાદર દાખલ થાય છે )

**નાદર:**—સાહેબજી બાઇસાહેબ, (દીનાનો જવાબ નહી મલવાથી) કેમજી, મકુજે આજે સવારના પહોરમાં કાઈ ખાધે આયુંછ? શું છે?

**દીના:**—નાદરશાહભાઇ, હું દલગીર છેવું કે વાયદા પ્રમાણે આજે હું તમોને ભાડું આપી શકતી નથી. થોડા દીવસ વધુ થોભી જસો તો મોટી મહેરબાની.

**નાદર:**—થોડા દીવસ થોભું? દીનબાઇ, છ મહીના થયા તમારે મોનેથી આય બોલો સાંભલતાં સાંભલતાં મારા કાનબી પાકી ગીયાછ. નહી, હવે વધારે થોભવાની મારી શકતી નથી. (ધીમેથી આગળ જઇને) દીના, કાંય હાથે કરીને તું દુઃખા થાયછ? જો મારી આગલી માંગણી પર પાછો વીચાર કર. તુંને આય કંગાલ્યતમાંથી બહાર કહાડસ. તુંને મારા અંદેરીના એકાંત બંગલામાં રાખસ, તું માગસે તેવી સાહેબી કરી શકશે ફક્ત એકજ તારી હા-

**દીના:**—બસ કરો, નાદરશાહ. તમારા જેવા પરણેલા માણસે મારા જેવી એક કુંવારીકા આગલ આવી હલકી માગણી કરતાં શરમાવું જોઇએ. ભલે હું તમારી કરજદાર હોવસ પણ તેથી એમ નથી ઠરતું કે તમો મને જેમ ગમે તેવી રીતે અપમાન કરી શકો.

**નાદર:**—દીના, દીના, એમાં અપમાન શું છે. હું તુને દરેક સુખમાં રાખસ-

**દીના:**—આગ લગારો એવા તમારા સુખને. શું હું ગરીબ છેવું તેથી મારી આબરૂબી નથી?

ભલે રહીને ગરીબીમાં નહી હું પાપ કરનારી
રહેવસ આબરૂ ઇજતથી કરી અસમતની પાસબાની
ગરીબ છેવુ, ગરીબ રહેવસ, ગરીબીમાં શરમ છે શું
ગરીબ છેવુ હું પણ લાલચોને ઠોકરે મારનારી



Photo:
D. P. Hormusji.

નાદીર પટેલ.

તમારા મહેલ મહેલાતો હમેશના નહી તકદીરી ખ્યાલી છે,
મારી ઝુંપડી નાની મને સૌથી વહાલી છે.

**નાદર:**—નાદાન છે. દીના, તું હજી ઘણી નાદાન છે. આય દુન્યામાં સૌથી બળવાન પૈસો છે.

ન તલવારથી થશે જે કામ—પૈસાથી થઇ જાય,
ભાઇ બહેન ને સ્નેહી—પૈસાથી અંકાય.
ઢોંગી ને ધુતારા સૌ—પૈસાથી વખણાય,
કયું હોય અરે જો ખુન—પૈસાથી ધંકાય.
સૌનું મુલ છે પૈસો—સૌ પૈસે દોરવાય,
ફરેસતા પણ નીચે આવે—જો તેને પૈસો દેખાય.

**દીના:**—ભુલ કરોછ, નાદરશાહ ભુલ કરોછ. સૌ પાપનું મુળ એ પૈસો છે; દુન્યામાં કોઇબી ઘોર અત્યાચારનું મુળ જોશો તો એ પાપી પૈસો છે.

લુટારા લુટ ચલાવેછ—એ પૈસાને ખાતર,
નીરદોશોના લોહી રેડાયછ—એ પૈસાને ખાતર.
દુન્યામાં કાંઇક કાળાં ધોળા ચાલેછ—એ પૈસાને ખાતર,
મોટાઓને નીચું જોવું પડેછ—એ પૈસાને ખાતર.
તેવા નીચ પૈસાપર કદી હું થુકુ બી નહી,
એવી નીચ દઉલત પર પગલું હું મુકુબી નહી.

**નાદર:**—એજ પૈસાની બરકતથી આજે આંખો મારી ઉચી રહીછ,
એજ પૈસાને ખાતર આજે તું તરલતી રહીછ.

**દીના:**—ભલે તરલતી રહીછ પણ ટેક મારો જશે નહી,
રસી આખી બરસે પણ વલ એક જશે નહી.

**નાદર:** - એ તારો ટેક કયાં સુધી ટકશે?

**દીના:**—જયાં સુધી આય દેહમાં જીવ છે ત્યાં સુધી.

**નાદર:**—હં, હં, એટલી બધી ખુમારી છે.

**દીના**—હા, તુજ જેવા હવસી ભલે અંતરથી કાંઇ ચહાય,
પણ સહાય કરે જો ખોદા વાળ ન વાંકો થાય.

**નાદીર**:—ખુદા? ખુદા તુને મદદ કરશે. કયાંથી? આસમાન પરથી? બેવકુફ, પેટને ખાતર ધરમગુરૂઓએ કરેલા એવા બેવકુફ લખાણોથી તારા જેવા નાદાનો ભોલવાઇ જાય છે. જો તેઓમાં કે તારામાં શકિત હોય તો બતાવ, બતાવ મને કે કયાં તારો ખોદા છે.

**દીના**:—
ખુદા દરેક જીવમાં ને દરેક ચીજમાં છે,
ખુદા હરેક ઠેકાણે મોજુદ છે,
તારી આંખો પરથી ખુદીનો પરદો ઉઠાવ,
પછી જયાં જોશેત્યાં ખોદા ખોદાજ છે.

**નાદીર**:—એવા નજરે નહી દેખાતા ખોદા કરતાં આપુને દેખતી આંખે દેખાતો સ્વાર્થ વધારે સારો છે.

ભલે થોડા બેવકુફોની નજરે બુરૂં દેખાતું હોય,
પણ જો સવાર્થ સંધાતો હોય તો બીજી પરવાહ નથી.
ખીસા ભરૂં મારા ભલે બેઇમાની થતી હોય,
સ્વાર્થ મુજને વહાલો છે, ઢોંગી એવા ધરમની દરકાર નથી.

**દીના**:—બેશક,
જયાં સુધી પડશે નહી આફત ત્યાં સુધી ખોદાની હસ્તીનું ભાન થશે નહી.
તેની ગેબી લાકડી કરશે નહી અવાજ ત્યાં સુધી તેને પીછાનસે નહી.
તાંબાના તાપથી હમણાં તુને નહિ ખોદા દેખાશે,
પણ આવતાંજ આફત પહેલાં "ઓ ખોદાં" બોલાશે.
જોઇશું, જોઇશું.

**નાદીર**:—પડશે આફત ત્યારે ખોદા ભલે યાદ આવે,
વખત છે હમણા તેટલા દાવ મારા ફાવે,
મુરખ છે માનવી જે દાવ જતો મુકે,
મુખ આગલ હોય થાલ ને ન કોળીયો ભરે,
પાપ કે સવાબના ધખારાની મને પરવાહ નથી,
ફાયદો હમણાં હોય તો પછી અંજામની દરકાર નથી.

**દીના**:—ભલે નાદીરશાહ ભલે,



રૂસ્તમ ખરેઘાટ

Photo: D. P. Hormusji.

તમારા વીચારો ને ખ્યાલો મારાથી જુદા છે,
સ્વાર્થ તમને વહાલો મને વહાલો ખુદા છે.
તેનેજ પુજી હંમેશ તેનેજ પગલે ચાલસ હું,
તમારા જેવા નાસ્તીકના પૈસા પર ન થુકસ હું.
જરથોસ્તી કોમની બેટી છું તેને નહિ કલંક લગારસ,
એક સાચ્ચી જરથોસ્તી છોકરી તરીકે નામ મારૂ દીપાવસ.

**નાદીર:**—ભલે ધરમી રહી ભવિષ્યમાં તારૂ નામ દીપાવજે પણ હમણા બાજી મારા હાથમાં છે. જો સીધી રીતે નહિ સમજશે તો જોર જબરીથી આજે મારી ઉમેદ પુરી પાડસ. જોવું છ કે એક બલવાન હાથમાંથી એક કમજોર પંખેરૂ કેમ ઉડી જાય છે.

( તેણીને પકડે છે )

**દીના:**—ઓ ખોદા.

**નાદીર:**—બોલાવ, બોલાવ તારા ખોદાને, કમજોર પંખેરા.

હોય શકિત તેની તો ભલે નીચે આવે,
ને ભલે તુને મારા હાથમાંથી બચાવે.

( હુમલો કરતાં ) મહીનાઓની ઉમેદ આજે ફલીભુત થાય છે,
તરસેલા હોથો આજે ભીજાય છે.

( રૂસ્તમ ને બદલો ધસી આવે છે )

**રૂસ્તમ:**—ખબરદાર, નીચ ગુલામ, એક કમજોર છોકરી પર આય સીતમ! હીચકારા બાયલા જો તારામાં શકિત હોય તો આવીજા ને એક મર્દનો મુકાબલો કર.

**બદલો:**—(બાજુએ) બાપરે શેઠ, જરા દુરથી વાત કરજો હં! એના ખુની જેવા દોળા જોયા કે? અરે ખોદા કાંહના કાંહ અહીં આવી લાગા.

**નાદીર:**—બેવકુફ નાદાન, એક પારકાના મકાનમાં કોણની રજાથી ધુસી આયોછ?

**રૂસ્તમ:**—રજા? એક ઓરતની અસમતના બચાવને માટે રજા?

**નાદીર:**—ઓરત, ઓરત કોણ? એ મારી પરણેતર છે.

**રૂસ્તમ:**—હેં!

**દીના:**—જુઠું હડહડતું જુઠું. એનું કાંઈ માનતાં ના.

**રૂસ્તમ:**—ચાલી જા, ચાલી જા હૈયાથી. જો ફરીથી આય છોકરીને વાસ્તે જરાકબી વાંકુ બોલ્યોછ તો ખોદા સાહેદ છે, હું મારો ગુસ્સો તામોશ કરી શકસ નહી.

**બદલો:**—(બાજુએ) એમજ, એમજ, જરા દમદાતીથીજ વાત કરજો પણ જરા દુર ઉભા રહેજો હં.

**નાદીર:**—ઠીક છે. હમણા તો હું જાવુંછ. પણ કોણની સાથે તુને કામ પડયુંછ તેની તુને ખબર નથી.

(ચાલી જાય છે)

**બદલો:**—અરે સાની ખબર નથી. ગપસપમાં અવારનવાર તારી સબી તો હમે જોઇએછ. હાઇ બોવ યુ બાટલીકા બુચ.

**દીના:**—જી માફ કરજોજી. આજે મુજ ગરીબને ખાતર તમોને તકરારમાં ઉતરવું પડયું; નેજી હવે કયાં ખોટી થશો તો તમારા હકમાં બુરૂ બનસે.

**રૂસ્તમ:**—અરે, એટલે પણ એ છે કોણ?

**દીના:**—જી આય મકાનનો ઘેરવાલો છે. ને મારી ગરીબીનો લાભ લઇને મને હમેશ સતાવા આવેછ.

**રૂસ્તમ:**—બદમાસ, હીચકારો તારા જેવા કોમલ બચ્ચાને એ સતાવેચ, પણ ખોદા સાહેદ છે કે હું એને બરાબર પુગો પડસ.

**બદલો:**—નો સર, એમાં આપરૂ કામ નહિ. બદમાસો સાથે બદમાશ થવું એ તમારા જેવા ભવિષ્યના બેરોનેટને નહિ શોભે.

**દીના:**—ભવીષ્યના બેરોનેટ...........જી.............તમે............

**રૂસ્તમ:**—હં હં હં છે તે જોની બદલા જરા બહાર દરવાજાની આગળ ઉભો રહે ને પેલો બદમાશ પાછો આવે તો મને ચેતાવજે.

**બદલો:**—(બાજુએ) લેવ, આપુને તો જાણે જોરીમાં હીચખાતું બચ્ચું સમજેછ. ચાલો બા, કાંઇ નહિ. કવાબમાં હાડકાની શી ગરજ છે.

**રૂસ્તમ:**—હાજી હું સર સોરાબજી ખરેગાટનો બેટો થાવું ને મારૂ નામ રૂસ્તમ છે. પણ જી તમારૂં નામ?

**દીના**:—જી મારૂ નામ દીના ખરાસ છે.

**રૂસ્તમ**:—(બાજુએ) દીના, દીના, કેવુ મીઠુ નામ છે. (દીનાને) ને શું તમારા માયબાવા નથી.

**દીના**: – નહિજી.

**રૂસ્તમ**:—સગાવહાલા;

**દીના**:—નહિજી.

**રૂસ્તમ**:—દોસ્ત આસનાવ?

**દીના**:—કમનસીબે કોઇજ નહિ.

**રૂસ્તમ**:—મારી ગરીબ છેકરી, કાંઇ નહી હીંમત રાખ આજથી હું તારો દોસ્ત છેવું.

**બદલો**:—(બાજુએ) ચાલો લંગર લાગુ.

**રૂસ્તમ**:—આજે તો હું જાવુંછ પણ કાલે પાછો આવસ, તારે વાસ્તે કાંઇ બીજોજ બંદોબસ્ત કરસ: તેટલાં મારો બદલો બપોરે ને સાંજે તારી ખબર લઇ જયા કરશે.

**બદલો**:—(બાજુએ) ચાલો આપરી પનોતી બેઠી; હવે પોસ્ટમેનનું કામ બી મારેજ કરવું પડશે.

**રૂસ્તમ**:—ત્યારે હાલ તો સાહેબજી. સમાલીને રહેજે.

**દીના**:—સાહેબજી.

(રૂસ્તમ જવા કરેછ, બદલો સામો થાય છે)

**રૂસ્તમ**:—વરી કાંહ મરેછ!

**બદલો**:—સાહેબ તમુને જરાકબી એટીકેટ આવડતી નથી, એક બાનુને સાહેબજી કર્યા વગર તેણીના મકાનમાંથી ચાલી જવું તે મારા જેવા ગૃહસ્થને શોભે? (દીનાને) બાઇજી ટા—ટા

**દીના**:—સાહેબજી (બેઉ જાય છે.)

**દીના**:—ઓ ખોદા, તું નીરદોષોને કેમ બચાવેછ તે આજે શીખી. ઓ પાક પરવરદેગાર, તારી જનાબમાં મારૂં મસ્તક નમાવી એટલીજ દુવા માંગુછ કે:—

ન ધન ન માલ ન મીલકત બખશજે,
ન આ દુન્યાનું તકલીદી સુખ બખશજે.
પણ બખશજે મુજને નીતીનું ગ્નાન,
કરજે મુજને મુજ ફરજનું ભાન.
નાદાન છું કમજોર છું મને કોઇનો આધાર નથી,
ચરણમાં તારે પડું બીજા કોઇની દરકાર નથી.



## અંક પહેલો—સીન બીજો.

(ખટલાનું ઘેર—ખટલો ગાયણ ગાતો આવે છે.)

### ગાયણ.

(રાગણી કાફી-તાલ લાવણી-માત્રા ૮.)

ખટલો:—લાગારે કાંહ ભોગ મારા બૈરીના પડે મારા,
ખાદીના કરે બકારા, મનના ખાલી ધખારા—

### અંતરો.

ચરખાના તો કુંકે બાંકા, કાતરયાના વાંધા,
સમજી પાકા કાન મારા, વીદયાલ્યાના ઇશારા—
દારૂના ગેરફાયદા મોટા, પાડે ઘાંટા ખોટા,
પ્રીચે બંદા કરી અખારા, ખેવડાના પીચારા.—

મારા કાંહ ભોગ લાગ્યા કે મારી હાથની ધરતી બયડીને એક દહાડો મારવાડી મહા વીદ્યાલયમાં ભાષણ સમજવા મોકલી. જે દહાડથી ભાષણ સમજીને આવીછ તે દહાડથી બસ રાંધણીના બધા પાતલા એકઠા કરીને, તે પર ઉભી રહીને, મારી સામે પગ ઠોકી, દાત્યા પીસી ભાષણ કરી કહેછ કે, “ખરશેદજી, રેંતીયો કાંતો, રેંતીયો કાંતો, પરદેશી કાપડ બારી નાખીને ખાદી પહેરો,” હું હા મા હા મેલગી આજે કરશ, કાલે પહેરસ, એમ કરી સાંત



ખટલો

Photo: D. P. Hormusji.

પાડુછ, નહી તો મને બીક લાગેછ કે શ્રીમતી બચુબેનની આગરી જરૂર ખીસી જવાની.

અજબ થવા જેવી વાત તો એ છે કે રાતના ધોલ્યા પર બી રેંતીઓ લઇને સુઇ મરેછ. ને અરધી રાતના ગરરર ગરરર, રેંતીઓ ફેરવીને સુવાબી દેતી નથી. કાંઇ બંધોબસ્ત કરવો પડશે. ને મને લાગેછ કે મેડહાઉસનો ખરચ વધશે.—અધુરામાં પુરૂ મને ડોકટરે ખાધેલું જરપત નહી થવાને લીધે, ઓંહસથી ફરમાવ્યુંછ, કે ખરશેદજી જરરા જરરા રાતના દારૂ લેજો. ને એ તો પીવા દેતી નથી તેથી મને ન છુટકે દારૂની બાટલી તકીયાના ગલેપમાં રાખવી પડેછ એના માથા આગલ રાતના રેંતીઓ હોયછ ત્યારે મારા માથા આગલ દારૂની બાટલી હોયછ. એ રાતના ઉઠીને રેંતીઓ કાંતેછ, ને હું રાતના ઉઠીને દારૂ પીવુંછ.—બીજુ કોઇ વખત ભુલમાં મારાથી ખાલી બચુબાઇ કરીને બોલી જવાયછ, તો રેંતીઓ લઇને મારવા આવેછ અને "શ્રીમતી બચુબાઇ શ્રીમતી બચુબાઈ." એમ એક હજાર વખત કાગજ પેનસીલ આપીને રાતના ઇમપોઝીસન લખાવે છે. હવે કરૂં કેમ? આય પાણીએ કંઇ વાલ ચરે નહી.

શું કરૂં, શું બોલું કાંઇ સમજ પડતી નથી,
હઝારવાર સમજાવ્યું પણ મુગી મરતી નથી.
બધા ડોકટરો બોલાવ્યા, બાકી ડોકટર સહીયાર છે,

**મટલો:**—(દાખલ થતા)

વધુ મદદ જોઈતી હોય તો આય મટલો તૈયાર છે.

**ખટલો:**—તું મુવો મદદનો કરતો, તે દહાડે મેં કહયું કે મટલા જરા મારા ઘેરમાં ચોરની બુમ છે તે બામણુ લઇને મારી સાથ એક રાત નહી રહે? તે કહેજે મને હાર્ટડીઝીઝ છે, નહિ તો જરૂર રહેતે.

**મટલો:**—ખરી વાત છે. પણ હવે તો પોવેલને ત્યાંથી નવું હાર્ટ મુકાવ્યુંછ તે જરૂર મદદ કરશ, શું છે? બોલ જોઉં?

**ખટલો:**—આય રેંતીઆ વાલીનું કાંઇ કરની; જીવવા જપવા દેતી નથી.

**મટલો**—કોણ? તારી બેરીને વાસ્તે કહેછ?

**ખટલો:**—હા.

**મટલો:**—પહેલાં પેલો ગલેપમાં સંતાડીઓછ તે કહાડ કે મને જરા હુશીઆરી આવે ને પછી આગલ શું કરવું તે હું તુંને સમજાવું.

**ખટલો**:—હવે ગલેપમાં દારૂ નથી સંતાડતો.

**મટલો**:—કાંય ?

**ખટલો**:—તે દહાડે મારાવાલી મારાં ધોલ્યાના માંકડ મારવા ગઇ તે ગલેપ ઉપસેલો જોઇ ચેતી ગઇ ને ઘેરમાં મોટું ગોચ્યારૂં થઇ ગયું તેથી હવે ચોર ખીશામાં લઇને ફરૂં છ.

**મટલો**:—તેં એમ કાંય નહી કહયું કે માકરયું હતું.

**ખટલો**;—તારૂ કાતરયું નથી. પી, પી. { ખીસામાંથી બાટલી કહાડી બેઉ જણ પીએ છે તેટલા શ્રીમતી નો સાદ આવે છે.

**શ્રીમતી**:— **શએર.**

દેશનું કલ્યાણ કરવા—ખાદી પહેરો નરનાર,
ગરીબી બધી ટલી જશે—માનો રેંટીઆનો આભાર.

**ખટલો**:—મટલા બોલાવે તો શ્રીમતી કરીને બોલાવજે નહી તો કાંઇ છુટ્ટું મારશે.

**મટલો**:—શું, શું બોલું ?

**ખટલો**:—શ્રીમતી બચુબેન.

**મટલો**:—મોને કરતાં આઠ દહાડા લાગશે.

(શ્રીમતી દાખલ થાય છે)

**શ્રીમતી**:—આવો, આવો, પધારો મટલાજી કેમ ઘણે દહાડે ઘેરમાં આયા વારૂ તમે બેઉ જણા શું વીચાર કરતા હતા !

**મટલો**:—કાંઇ નહીરે, જરા દારૂના પીઠાપર પીકેટીંગ કેમ કરવી ને દારૂ પીતા માણસોને કાયદેસર કેમ અટકાવવા તેનો વીચાર કરતા હતા.

(બદલો ખીસામાં બાટલી છુપાવીને મુકવા જાય છે જે અકસમાતીક પડી જાયછ.)

**શ્રીમતી**:—ઘણોજ ઉમદા વીચાર ! જો તમારા જેવા દેશભકતો દેશ માટે આગળ પડતો ભાગ ભજવે તો મારી ખાત્રી છે કે ટુંક સમયમાં આપણા ગરીબ દેશમે જરૂર સ્વરાજ મલસે. પણ ખતલાજી તમે કહેલું કે હવેથી ખાદીના કપડા પહેડસ તે કાંહ છે !

**ખટલોઃ**—અરે શું કહેવું ! મટલાજીને પુછોની (મટલાને) મટલા હા કહેની.

**મટલોઃ**—હાજી; હાજી.

**ખટલોઃ**—તે દહાડે અમે કાલબાદેવીની દુકાન પર ખાદી લેવા ગયા તે ખાદી વેચવાવાલોજ ચાઇના સીલ્કનો ડગલો પહેરીને બેઠેલો તે હમો લોકોને કમકમાત છુટો તે ચાલી આયા.

**શ્રીમતીઃ**—એમ બનેજ નહિ. એ તો બારીક ખાદીની વનાત તે ચાઇના સીલ્ક જેવી તમો લોકોને લાગી હોસે.

**મટલોઃ**—બચુબાઈ

**ખટલોઃ**—શ્રીમતી બોલ.

**મટલોઃ**—શ્રીમતી બચુબાઈ, ખટલાજીનો વાંક છે. એવનને મેં કહ્યું કે ચસમો પહેરીને જોવ એ ખાદી છે. તો કહેજે એતો ચાઇના સીલ્ક છે. ચશમો પેહેરવાની એવણ બહુ આલસાઇ કરેછ.

**શ્રીમતીઃ**—ખટલાજી, દેશના કામમાંબી આવી આલસાઇ! વારૂં જોવ (સુતરનુ બંડલ દેખાડતાં) આય શું છે!

**મટલોઃ**—હાંસનું ઇંડું.

**શ્રીમતીઃ**—નહી એ હાસનું ઇંડું નથી પણ સ્વરાજની પવીત્ર લડાઇ જીતવા સારૂ રેંતીયાં રૂપી તોપમાંથી બહાર પડેલો લાભકારક અહીસામીક સુતરનો ગોળો-

**ખટલોઃ**—આગળ બોલો.

**શ્રીમતીઃ**—એ ગોળાનો જ્યારે સર્વે ભારત વાસીઓ ઘણા મોટા પ્રમાણમાં લાભ લેશે ત્યારે એજ ચમતકારીક ગોળો આપણા ગરીબ દેશનો ઉદ્ધાર કરી આપણી સ્વરાજની ઉમેદ પાર પાડશે. ખટલાજી તમે નહી સમજ્યા હોવ તો હું ખુલ્લા શબ્દોમાં કહુંછ કે એ સુતરનું બંડલ છે. (દેખાડે છે)

**મટલોઃ**—જોની, ગરી બરી ના જતો. વારૂ એનુ વજન રતલ એક હોસે!

**શ્રીમતીઃ**—હાસતો.

**મટલોઃ**—એને કાંતતાં પાંચેક મીનીટ લાગી હોસે?

**શ્રીમતીઃ**—અરે નહીરે, પાંચ મીનીટ શું બરીચ, પાંચ કલાક લાગેચ.

**મટલોઃ**—ધીરજનું કામ છે, વારૂ એને વેચવા જઇએ તો દશેક રૂપીયા આવે ખરા કે?

**શ્રીમતીઃ**—અરે નહીરે રતલ સુતરના ત્રણ આના મલે.

**મટલોઃ**—(ખટલાને બાજુમાં) ખટલા, હવે તુને નોકરી કરવી નહી પડશે, કારણ કે તારી બૈરી પાંચ પાંચ કલાક મહેનત કરીને ત્રણ આના કમાઇને તારૂ ઘેર ચલાવસે (મોટેથી) શ્રીમતી બચુબાઇ તમારો આઇડીઆ ઘણોજ સારો છે.

**શ્રીમતીઃ**—જેમ આપરા હાથે રાંધેલું આપુને કેવું સ્વાદીસ્ત અને મધુરૂં લાગે તેમ આપરા હાથે કાંતેલા સુતરનાં કપડા પહેડવા આપણને આણંદકારક લાગે કે નહિ?

**મટલો**—હારેહા (ખટલાને) ટુંકમાં એવણને એવણના પોતાના હાથેજ મરવા ગમેછ (મોટેથી) ત્યારે એવણને તમારા મુબારક હાથે ત્રણેક મહીને એક ખાદીનો ડગલો પાતલુન બનાવી આપજોની; એવણ પહેડસે.

**શ્રીમતી**—ત્રણ મહીને કાંય?

**મટલો**—કારણ કે પાંચ કલાકે એક રતલ સુતર કાતવાનું, એટલે સાત વાર કપડું બનાવતા, સીવતા, ત્રણેક મહીના લાગે કેની?

**શ્રીમતી**—વારૂં એ તો થશે; પણ ખતલાજી ને મતલાજી, મારો વીચાર તમારી સનમુખ કાલે હું મારવાડી મહા વીદ્યાલયમાં ભાપણ આપવાની છેવું તેનુ રીહયરસલ કરવાનું છે તે હું તમારી સનમુખ વાંચુછ તે સમજો (બુમ પાડીને) રામા ઓ રામા.

**રામો**—(અંદરથી) એ આઇવો બાઇ છાબ.

**શ્રીમતી**—એક પાટલો લાવ.

**મટલો**—ખટલા એ આય પાટલો કેમ કાવસે?

**રામો**—(સ્વગત) દારામાં છતર વખત પાટલા મંગાવે ને ઉચકાવે; કોણ જાણે એ છાના ધકેલા પછારા મારે.

**શ્રીમતી**—મુવાને બબરવાનો સાનો લાગો? જાની પાટલો લાવની.

**રામો**—લાઇવોરે લાઇવો, (રામો પાટલો લાવે છે)

**શ્રીમતી**—કહાં જાયછ ? તું બી સાથે ઉભો રહે. ખરસેદજી, હસ્તુ મોનું રાખીને સમજો (વાંચેછ) પ્રીય ભાઇઓ અને બહેનો (ખટલાને) ખરશેદજી, મટલાજી તાલી ફોરો.

**ખટલો**—(મનમાં) કયા દોકટરની સલાહ લેવું ?

**શ્રીમતી**—આજ રોજે મને ખરેખર આનંદ થાય છે કે તમારી સનમુખ દેશના કલ્યાણ માટે મારે ભાષણ કરવાનું છે. હું આશા રાખું છું કે તમે ધીરજથી સમજસો; મારી સલ્લાહ છે કે આપણા દેશના દરેક ભાઇઓ અને બહેનોએ ફુરસદના વખતમાં નીંદા ન કરતા રેંતીઓ કાંતવો, ખાદી પહેરવી અને પરદેશી કાપડને બોયકોટ કરવું.

**ખટલો**—(સ્વગત) હવે મારે તમુને બોયકોટ કરવા પડસે.

**શ્રીમતી**—ભાઇઓ અને બહેનો, આટલું જો તમો કરસો તો તમુને હું ખાતરી આપું છું કે એક વરસમાં તમુને સ્વરાજ મલી જસે અને આ ગરીબ દેશમાંથી દલીદતા હમેશને માટે નીકલી જસે.

**મટલો**—એવણબી કામમાંથી નીકલી જવાના.

**શ્રીમતી**—પ્રીય ભાઇઓ અને બહેનો, આપણા મજુર વર્ગની જો તમો બારીકીથી તપાસ લેસો તો તે લોકોમાં મુફલસી સીવાય કાંઇ તમુને માલમ પડસે નહી; તે લોકો પોતાની સકમાઇ દારૂના પીઠાની અંદર ગુમાવી દે છે, અને ઘરમાં બઇરી છોકરાંઓ ભુખે મરે છે; માટે આપણે સર્વ ભાઇ બહેનોએ એ બદી અટકાવા સારૂ પગલાં ભરવા જોઇએ.

**મતલો**—આય તારી બઇરી તુ પણીઓ ત્યારથીજ આવો બકબકારો કરેછ કે ?

**ખટલો**—અરે નહીરે જોર છોકરા જણીઆ પછીજ એવી થઇ ગઇ.

**શ્રીમતી**—ખરશેદજી દોન્ટ ટોક.

**મટલો**—અરે એવણ તો પરદેશી ભાષા વાપરેચ.

**શ્રીમતી**—મુગા મુગા સમજો, દુન્યાની કોઇબી પ્રજા તમે ગરીબ જોશો તો તે આય આપરા હીંદુસ્થાનની છે; એ ગરીબાઇ દુર કરવા સારૂ

ખાદી પહેરવી અવશ્યની છે માટે બંધુઓ મેં કહયું તેમ જો તમો આ સધલા ઉપર અમલ કરસો તો જરૂરજ હીંદુસ્થાનનો જય થસે. બોલો બન્દે માતરમ.

**મટલો**—ખટલા છુટા છેડાનો વીચાર કર.

**શ્રીમતી**—સાના છુટા છેડા ?

**ખટલો**—નહીરે આય મતલાજી કહેચ કે જો સ્વરાજ મલસે તો સુનનાનો ઘડીઆલ છેરો પહેરી ફરાસે કે !

**શ્રીમતી**—કાંય નહી ? આપરા દેશના પૈસાનો આપરેજ ઉપયોગ કરવાનો; ગવરનર બી આપરા દેશમાંથી ચુંટી કહાડવાનો; કમીશનર બી સ્વદેશી, કાઉન્સીલ બી સ્વદેશી, પોલીસ બી સ્વદેશી.

**મટલો**—ચોર બી સ્વદેશી.

**ખટલો**—દારૂ બી સ્વદેશી.

**શ્રીમતી**—બધી રીતે આપણુને સુખ થાય અને દરેક માણુસને પોતાનો હક ભોગવવાની છુટ મલે. ત્યારે બોલો બન્દેમાતરમ; રામા લે ચાલ પાટલો મુકી દે.

**બધા**—બન્દે માતરમ.

**મટલો**—ગૌ માતાકી જય.

### ગાયણ:

**શ્રીમતી:**—બોલો બોલો મટલાજી બોલો ખટલાજી
મારૂ કહયું તમે માનસો
ના કહીને મને ના રીબાવજો

**ખટલો:**—જલદી અમલ અમે કરશું

**મટલો:**—પીને પીઠામાં પડશું

**રામો:**—દારૂના પીપમાં તરસું

**ખ. મ.**—ખાદીના કપડાં પહેરશું

**શ્રીમતી:**—વાહ...વાહ...વાહ

(દુઃખી ભારતની સેવા કરજો ધન તમારી માતને
**મટલો**:—ખટલા મારૂ નાક સુકાયછ ખેરવ જલદી આય પાપને)
**ખટલો**—(ચુપ, ચુપ, ચુપ.—)



## અંક પહેલો—સીન ત્રીજો.

[કાસમોપોલીતન કલબ; બીલીયડ તથા પાનાની રમત ચાલે છે. નાદર એક બાજુ અધીરાઇથી ફેરા ખાય છે.]

**નાદર**—(સ્વગત) સવારના આઠ વાગેનો બેજનને પેલા કોઇ મુછ છોકરાની પછવાડે મોકલ્યોછ તે સાંજે સાત વાગવા આયા છતા હજી નથી આયો. બેવકુફ ગધો કેકેનો! વરી કોઇ પીઠામાં કે નહી તો રહીમની કલબમાં જઇને પડયો હોશે; એ બેવકુફને એટલી ખબર નહી હોશે કે હું હયાં એની કેટલી આતુરતાથી વાર જોતો હોવસ.

**મેમબર નાં ૧**—ચાલો ભાઇઓ વખત થવા આયોછ, નાક કહારનું સુકાયછ, બાટલી મંગાવોછ કે નહી?

**મેમબર ૨**—અરે પણ મંગાવની, ના કોણે કહયુ?

**મેમબર ૧**—ના તો કોઇ કહેતુંજ નથી પણ એક દહાડો કહયા વગર ખીસામાં હાથ નાખસ કે નહી!

**મેમબર ૩**—અરે ગડબડ છોડની, હયાં એક તો પાના પડતા નથી ને તુ ગડબડ લઇ બેઠોછ, લેની ચાટલો ચાટલો કહરાવીને મંગાવી લેની. લે મારો ચાટલો.

**મેમબર ૨**—લે મારોબી શેર લે.

**મેમબર ૧**—(બીજાઓ પાસે પૈસા લીધા પછી) રામા, એક બાટલી ફેમી લઇ આવ (નાદરને ખુણામાં બેઠેલો જોઇને) અરે પણ એઇ નાદર, એ આજે છે શું? કેમ બચ્ચા આજે કાઇ ફુંડી ખુંડી પાકવાની છે શું?

**નાદર**—હસ બચ્ચા હસ, આજકાલ તારે કલેજે મકકમ થરો છે. પણ બેજનને આજે કેડે જોયો !

**મેમબર નં. ૧**—બેજનને ! why ! બપોરે બજારમાં ઉતો તાંહથી પેલા જમસુ સાથે રહીમને તાંહ ગયલો. મને બી બોલાવેલો પણ ફુલુસ માર્યીસ એટલે હે...હે...હે...કેમ Anything urgent ?

**નાદર**—No nothing (રામો બાટલી ગલાસો લાવી આપે છે; બધા પીએ છે) (સ્વગત) એ કોણ મુજી પાજી ચંડાલ હોસે આજે જરા ઉતાવલ થઇ ગઇ; મેં ધાર્યું તું કે જરા દમ કરસ તો એ નમી પડસે, પણ આય ચંડાલ છોકરો વચ્ચે આયો ને બાજી બગડી ગઇ; એ છોકરાની જો એ પોરીમાં નજર ભરાઇ તો પછી મારૂં કાંઇ વલવાનું નથી; એ પોરયો કોઇ મોટે ઘેરનો દીસેછ એટલે હું નહી ધારતો કે આવી ગરીબ છોકરીને..... વેલ વેલ......કઇ કહેવાય નહી.

**મેમબર નં. ૨**-શો.

**મેમબર નં. ૩**—તૉપ.

**મેમબર નં. ૨**--અરે ફ્લસ છે ફ્લસ. જા દુવા માંગ જલદી શો માંગ્યો. નફ્ફોદ ગીઆને તૉપના ધખારા છે.

**મેમબર નં. ૩**—કેમ એ રૂપીઆ પાછા ફેરવશે કે પાંચની નોટ સુકવી નાંખશે.

**મેમબર નં. ૨**—અરે નહિરે આપુછની.

(બેજન દાખલ થાય છે.)

**નાદર**—(સ્વગત) મને કાંઇ સમજ પડતી નથી કે એ છોકરી મને એટલી બધી કેમ અપીલ કરતી હોશે. યસ, she is charming, no doubt; દીનુ, દીનુ, તું જો મારા હાથમાંથી બચવા પામે તો હું મરદ નહિ પણ—

**બેજન**—ગધેડો છે.

**નાદર**—યુ ડેમ સ્નીક. તારા જેવો પહેલા નંબરનો બેવકુફ મેં મારી આખી જીંદગીમાં નથી જોયો.

**બેજન**—ડેંક યુ.

# પપેટીની પનોતી ભેટ "ફરનીચર"



**LADY'S SECTION.**
Fitted with 4 sliding trays, pull-out hanger for blouses, and hooks at side, mirror with useful tray under **Rs**............

Rs. 135

સુંદર શોભીતું, ટકાઉ અને ઉત્તમ પાલીસનું જોઈતું હોય તો અમારે ત્યાં એક ફેરો મારવા ચુકશો નહિજ. અમારે ત્યાં સઘળું ફરનીચર ધણીની જાતિ દેખરેખ હેઠળ, ચોખ્ખાં સાગનાં, બરાબર સીઝન થયલાં લાકડાંમાંથી બનાવવામાં આવે છે, જેની અમો પુરતી ખાત્રી આપીશું. લગનના પડ અમારી સ્પેશીઆલીટી છે. માંગો તેટલી કીંમતમાં તઈયાર કરી આપીશું છ. અમોને બાર માસ ચાલુ ઓર્ડરો મલ્યા જાય છે તેજ અમારા કામની પુરતી સરટીફીકેટ છે. એક ટ્રાયલ ઓર્ડર નોંધાવી ખાત્રી કરો.

## શેરેટન એન્ડ કું૦



**બીલ્યરડ ટેબલ**
**તથા**
**ફરનીચર બનાવનારા.**
**૧૩૦, મેડોઝ સ્ટ્રીટ,**
**કોટ.**

**તા૦ ક૦**—આજથી તે આપણા ખોરદાદસાલ સુધીમાં કાંઈબી ફરનીચર ખરીદનારને એક સુંદર હોલ શોભાવે તેવી જરથોસ્ત સાહેબની સબી ભેટ આપશું.

**નાદર**—આવા જીવ સટોસટ કામની વખતે જુગારખાનામાં નહી જતે તો તારા બધા વહાણો ડુબી નહી જતાતા.

**બેજન**--નહી બીલકુલ નહી.

**નાદર**—તારામાં રતીભાર બી અકકલ હોતે તો તું તુરત સમજતે કે નાદર મારે વાસ્તે કેટલી આતુરતાથી વાટ જોતો હોશે.

**બેજન**—જો એઇ નાદર, તું જો એમ સમજતો હોય કે સારા ગામની અકકલ તારામાંજ છે તો તું ભુલ કરેછ.

**નાદર**—એટલે? અરે પણ સહવારનો ગયલો—

**બેજન**—હા, હા, સહવારનો ગયલો તે કાંઇ સીસીપીઆલા રમવા નહી ગયલો. જો સમજ, પેલાની પુઠે પુઠે ગીઓ, તે તો સીધો જીમખાનામાં ગીઓ ને બરાબર ૧૧ વાગે પાછો નીકળ્યો; પેલો સાથે ઉભો તે તેના કારભારી જેવો લાગેછ.

**નાદર**—પછી! પછી!

**બેજન**—તેઓ બેઉ સાથે "ખરેઘાટ મંઝીલ"માં ગીઆ. ખબર કહાડી તો માલમ પડયું કે આય પોરયો તો પેલા સર સોરાબજી ખરેઘાટનો દીકરો થાય ને એનું નામ રૂસ્તમ છે, ને સર સોરાબજી હવે રીટાયર્ડ થયલા હોવાથી બધો કારભાર એ છોકરાના હાથમાં છે.

**નાદર**—બેરોનેટનો દીકરો! ખરેઘાટ,—રૂસ્તમ ખરેઘાટ—

**બેજન**—તાંહથી નીકળી હું બજારમાં ગીયો. આજે વાયદાનો દીવસ હોવાથી જવું પડયું. તાંહથી જમસુ મલ્યો તે કહેજે ચાલ આજે જરા પુગેછ તે રહીમને તાંહ—

**નાદર**—કાંઇ જીત્યા?

**બેજન**—સાડી ત્રણસો. ચાર મહીને આટલા રૂપીઆ સામટા જોયા.

**નાદર**—Well, Well, જો બેજન be serious. આજે વરસો થયા આપરે દોસ્ત છઇએ. વરસોથી એક બીજાની સીકરેસી જાળવેલી છે.

**બેજન**—બેશક, તેનું એક કારણ છે. તું તો જાણેછની કે હું ઘણો ધરમી છેવું!

**નાદર**—તું! ધરમી?

**બેજન**—બેશક, મારો ધરમ તો તું જાણેછની ?

**નાદર**—નહિ, શું ?

**બેજન**—જો આય (રૂપૈયો કહાડીને દેખાડે છે.)

**નાદર**—હું સમજ્યો; જો બેજી, મારા મનની ઉમેદ પાર પાડવામાં તું મને મદદ આપે તો તારી સાતસો રૂપ્યાની લોન દીમાન્ડ હું તુંને રીટર્ન કરૂં.

**બેજન**—સીરીયસ ?

**નાદર**--As serious as anything.

**બેજન**--પ્રોમીસ.

**નાદર**--પ્રોમીસ, પ્રોમીસ, બાપના બોલથી. બોલ તું મદદ કરશે ?

**બેજન**--બેશક; દામ મલતું હોય તો તૈયાર છેવું કરવા કાંઇબી કામ,
સેતાનનેબી નીચો નાંખુ, છાતીમાં ભીડી હામ;
પૈસો મુજનો સાથી, ને ધરમ છે મુજનો પૈસે,
કરૂં કામ એવું કે હટેલીમાં ચાંદ બી દીસે.

**નાદર**--શાબાશ, જો મારે પહેલી તકે દીનાને હાલના ઠેકાણેથી ખસેડીને આપરી અંદેરીની બંગલીમાં લઇ જવીછ.

**બેજન**--તેની રાજીખુશીથી ?

**નાદર**--નહી તેમ બને તેમ નથી. જો........કાલે........ગુપચુપ મારી મોટરમાં........

**બેજન**--પણ કદાચ કાંઇ વઘન નડે તો ?

**નાદર**--તો તેનો રસ્તો કરી નાંખશું. મારા કામની વચમાં આવવું બહુ ધાસ્તી ભરેલું છે. કોઇની તાકાત નથી કે મારા કામની આરે આવે. જો પેલો બેવકુફ પાછો નડવા આયો.........

**બેજન**--તો.........તો.........

**નાદર**—એકજ ફટકો.

**બેજન**--હેં ?

**નાદર**--કામ તમામ કરશું.

કામ પુરૂં થશે ફકત આપરા એકજ ઝટકે,
વીધીની ગણત્રીમાં એક ખુન ભલે વધે;
મારા કામની વચ્ચે પડી કદી નહી તે ફાવે,
તાકાત નથી કોઇની કે મારી સામે આવે.

**બેજન**- ભલે ત્યારે.

**નાદર**—કાલે.

**બેજન**--આઠ વાગે

**નાદર**--મુનીરને બી સાથે લેજે.

**મેમબર નં. ૧**—ચાલ એઇ તાંહ બીલીયર્ડ રમ્યા કરશે કે કંઇ રંગરાગ બી કરશે.

**મેમબર નં. ૪**--ઓહ યસ, ચલાવની, ના કોણ કહેછ?

( બધા ગાય છે. )

## ગાયણ.

( Zoroastrian March. )

રયોમંદ, નુરેમંદ, કયાની ખોરંહમદ—
પારૂષી, જરથોસ્તી, પારૂષી, રે બહુ શુરવીર
ઇરાનથી આયા જ્યારે હીંદ
જેને થઈ આજ બાર સદી
અસલ વતન, જેનું ઇરાન
છોડયું જે કાજ, ખુદ ધર્મ ધ્યાન
થયું વતન તે તમામ વયરાન
ખુબ લડયા વતની મુસલમાન—
લડયા સૌ દઇ તન મન ધન (મર્દ)
(મર્દ) માર્યા ગયા, સ્ત્રીઓએ કીધુ જંગ
છેવટે લઇ શમશીર થયા તંગ
ને કીધા દુશ્મનને બતંગ—
આખેર કીધો કાબેલોએ વીચાર
દરયે પડી ગયા હિંદ પાર

કીધાં સહાસ જ્યાં હજારો હજાર
કદીમ આતશ "રહેમ" કીધો, રોશન ઉદવાડા દવાર
બાર સદી હીંદ રહી, છે હાલ એવો વીચાર
બસ જવું જરૂર જવું અસલ વતન ઈરાન બાર—

**મેમબર નં ૧**—ચાલ ભાઇ કકરી પડીછ. જતે, ચાલ પેસી આવેછ કે?

" ૨—હા, ચાલ.

" ૩—એ ઉભો રહે હું બી આવુંછ.

(બધા ગરબડ કરતાં જાયછ)

**બેજન**—ચાલની નાદર, તું બી આવેછ કે નહિ?

**નાદર**—નહિ હું જરા બેસુંછ. મારૂ મસ્તક ફરેછ.

**બેજન**—Now, now don't be a fool. નાદર દીકરા મારૂ માને તો એ છોકરીનો ખ્યાલ તું છોડી દે.

**નાદર**—ખ્યાલ છોડી દેવું? નહિ કદીબી નહિ; કચકઇ નાકપર લીંબુ નહિ ઠરવા દેતી છોકરીઓને પીગલાવી નાખી તો શું આવી એક ગરીબ નીરાધારથી બીહી જાઉં? નહિ કદી નહિ–

ધરા ધુજે ને વાદલ કંપે મુજના નામે
આફ્‌ત સામતી વરસાવું ફકત મારા એકજ કામે
હક નથી દુન્યામાં રહેવાનો જે મને નહિ નમે
મુજ ઇચ્છાનો ઇન્કાર કરનાર સીતમ મુજથી ખમે.

એક કમઅકકલ નાદાત પોરયો મને સહવારે બીહીવડાવી ગીયો, ખરેધાટ, રૂસ્તમ ખરેધાટ.

(બદલો દાખલ થાય છે.)

**બદલો**—સાહેબજી નાદરશાહ શેઠ.

**નાદર**—કેમ?

**બદલો**—(સ્વગત) માયબાવાએ તાલીમ સારી આપેલી છે; શું સલુકાઇથી વાતચીત કરેછ?

**બેજન**—બાવા તમે કંઇ મનમાં ઓછું ના લાવતા; એતો એવનની વાતચીત કરવાની રીતજ છે.



બદલો

Photo: D. P. Hormusji.

**બદલો**—હું કે ? ઘણીજ સરસ રીત છે. જોવનીજી હું મારા શેઠ તરફથી આયોછ.

**નાદર**—તમારો શેઠ ? કોણ શેઠ ? તેવણનું નામ શું ?

**બદલો**—મારા શેઠનું નામ મી. રૂસ્તમજી સોરાબજી ખરેઘાટ.

**નાદર**—હું તે શું ખબર લાયાછ ?

**બદલો**—પહેલું તો તે કે તમારા ઘરમાં રહેતી મીસ દીનાનું ૭ મહીનાનું ચહેલું ભાડું લાયોછ.

**નાદર**—વારૂ બેજન, લઇ લે. (બદલાને) બીજુ કાંઇ ?

**બદલો**—બીજુ એ કે મીસ દીનબાઇ આય મહીનેથી રૂમ ખાલી કરી આપશે.

**નાદર**—હં હં બીજું કાંઇ ?

**બદલો**—ત્રીજું એ કે મારા શેઠે કહેવડાવ્યુંછ કે જો આજે સવારે મીસ દીનબાઇને જે રીતે સતાવવામાં આવીછ તેમ જો પાછું થશે તો મારો શેઠ તુરત પોલીસની મદદ લેશે & my master will proceed against you as he may be advised at your risk and costs.

**નાદર**—ઠીક છે, ઠીક છે જોઇશું.

**બદલો**—સાહેબજી (સ્વગત) સુકરાના ખોદાના કે ઠંડા પાણીએ કાસર પટી. મને તો એના દોરાજ જોઇને બીક લાગેછ. (બેજનને) મકુજે બાવા સાહેબજી.

**બેજન**—સાહેબજી, બાવો મારો. (બદલો જાય છે)

**નાદર**—મારા કામની આરે આવશે! દીનાને હાંથી ખસેડશે! જોઇશું, જોઇશું.

આય બેજામાંથી મગરૂરી હજુ ઉતરી નથી,
તાકાત આય હાથોમાંથી કમતી થઇ નથી;
મારા ગુસ્સાનો અગ્ની તેં હજુ જોયો નથી,
મારા ખરા રૂપમાં મને તું પીછાનતો નથી.

બસ, હવે ઢીલ કરવી ફોકટની છે. બેજન, સવારે આઠ વાગે મુનીરની સાથે તૈયાર રહેજે.

એની બાજીમાં એને હરાવું તોજ હું ખરો,
કાલે ધુલ ચાટતો કરૂં તોજ હું ખરો.
ખુલ્લી લડાઈ જાહેર કીધીછ હવે અંજામ જોજે,
જીત મારી થાય હાથ માથે દઇ રડજે.

**ગાયન**

( Fox trot-"I scream, you scream" )

**નાદર:**—બચ્ચા બેન્જુ આપું થાપ, ઘડવા આ દીનુનો ઘાટ
દેજે તારી મદદનો મને હાથ—

**બેજન**:—કરૂં બેડો તારો પાર, સરંજામ ઉતારી કાર
નાણું તોલે બદલામાં બેસુમાર—
એક ચમટીનો ખેલ છે મારે મન યાર

**નાદર:**—તો જીંદગીનો માનું તારો હું આભાર

**બેજન:**—હીકમત ચલાવી તમામ

**નાદર:**—ધોલાં કાલાં કરશું કામ

**બેજન:**—આફત ને સીતમ ગુજારી ઠામેઠામ.

**કોરસ.**

બેઉ:—કરી મીન, થઇ લીન you win or I win
Try, Try, we'll Try
માથે જીન, મોંઢે ફીન લાવસે આય મોટી ખીણુ
O ne'er mind we'll try
બેન્જુ સાવધ રાખી કરશું કામ
થાય ભલો યા બુરો અંજામ
કરી મીન, થઇ લીન, You win or I win
Try, Try, we'll Try.






ભટલો

**Photo: D. P. Hormusji.**

## અંક પહેલો--સીન ચોથો.

( ખટલાનું ઘેર મટલો ગાયન ગાતો દાખલ થાય છે. )

### ગાયન.

( રાગણી ઝીંઝોટી, તાલ કહેરવો, માત્રા ૪.)

**મટલો**:—ઉમેદવારી કરતો આયો હું મહેરાંની યાર,
મટલો બીરાદર કાજ કરીને કામ કરશે પાર.
નાચું થઇ ખુશખુશાલ મચાવીને ખુબ ધમાલ,
બેઠી ખરી છે ઇચ્છવા તાલ, આ સૌને બેસ્તું સાલ.

### અંતરો.

સાજવારીની મીજલસ કાજ, લેવસ આખો આલબ્લેસ બાગ,
હેતના કટકાઓને જળાવા, બેઠો ઠીક આ બાગ;
લગનના પુર વાગા સાથ, જમાવશે સેવક ખુબ ઠાઠ,
વાંકીચુંકી ડોકો કરશું, લઇ મહેરનો બગલમાં હાથ.

**મટલો**—મારો દોસ્ત ખટલો ઘડીઘડી બહોંસ કરેછ કે મટલાજી તમે ઘણે લાંબે વખતે મારા ઘેરમાં આવોછ તે મને ગમતું નથી. તેથી આય અઠવાડીયું સામટું તોડી પાડવાનો મારો વિચાર છે; એના ઘેરમાં મને ઘણું સોહવઇ જાયછ. કારણ કે કલાક કલાકે એના ચાલતાં પીઠામાંથી નાખવાનો મલેછ ને બીજું, ઉઓઇ, પેલી મ્યાંજરી બીલાડી, હયાં પહેલે મારે રહેતી મહેરાંના દરશન થાયછ, તેથી એનું ઘેર મને બહેસ્તખાના જેવું લાગેછ. મને મારા દોસ્તદારો બહોંસ કરેછ કે "મતલાજી લગન કરો-લગન કરો; કાંઇ નહી તો લગન ખવરાવા તો લગન કરો" ને પેલા આતમારામ જોષીને ટપકો બતાવ્યો તો તે કહેછ કે "લગનની વારોવારને દહાડે તમે જેલમાં જશો" તે હું નખ્ખોદ ગીયાને ખોટો પારવા માંગુછ. બીચારો ખટલો પોતાની બૈરીથી ઘણો કંટાલી ગીયોછ, તે મારી હાજરી એને ખુશકારક લાગેછ નેમ મોંઘીબી પડતી હોશે. કારણ કે બાટલી પુરીથાય નહી

ત્યાં સુધી હું તે એ ઠંડા પડીએ નહી બીજું એના ઘેરમાં દરરોજ વગર પૈસે નાટક જોવાનો મલેછ; ને મારી મજાહમાં ઓરબી વધારો કરેછ. પુરૂં પેટ માણુસ હોય તે પરવડે પણ અરધું પેટ નહી પાલવે. મનેબી કહેછ કે તમે ખટલાજીના દોસ્ત થાવ તે તમુનેબી ખાદીનો ડરેસ પહેરવો જોઇએ. (ન્યુસ વાંચેછ) "લેજીસલેટીવ એસેમ્બલીમાં પડેલો બંબગોલો-કેટલાકને થયલી ઇજા" દરરોજ ખટલાના ઘેરમાં બંબગોલો ફુટેછ તે તો કોઇ ન્યુસમાં છાપતું નથી ને જરા કોઇ વાઇસરાય કે ગવરનર અહીંથી ત્યાં ચાલ્યા તો તે છપાઇ આવેછ, શું દુન્યા છે. ( ખટલો હાથમાં રેંટીઓ લઇને દાખલ થાય છે ) એ શું કરી મરેછ ?

**ખટલો**—રહેંતીઓ ફેરવવાનો સખત ઓર્ડર મલ્યોછ.

**મટલો**—એતો કરફ્યુ ઓરડર કરતાંબી સખત ઓરડર કહેવાય, અરે રેંતીઓ ફેરવવાને બદલે ભીખા બહેરામનો રેંત ફેરવ કે બેહાબેકાર પારસી અને મુગાં બહેરા જનાવરો પાણી પી દુવા દે.

**ખટલો**—મટલા, ના બોલ રેંતીઓ ફેરવતાં ફેરવતાં બધા હાથબી દુખી આયા ને ચકકરબી આવેછ.

**મટલો**—વારૂ એતો થયું. પણ સુતર કેટલું કાંત્યું ને શું કમાયો તે તો કહે કે દારૂની બાટલીનો ઓરડર કરૂં.

**ખટલો**—શું કમાયો ? કમાવામાં કમાયો આય અસલનું હાથનું રૂમેટીઝમ પાછુ ઉભરસે તેજ.

**મટલો**—ખરેખર ખટલા, મને તારી ઘણી દયા આવેછ. પણ કરયે કેમ ? મારૂંબી ભેજુ કાંઇ કામ કરતું નથી.

**ખટલો**—મટલા હવે નહિ ખમાતું. કોઇ વખત મને એવું થઇ આવેછ કે ઘરબાર છોડી કોઇ જંગલમાં જઇ સાધુ થઇ જાઉં.

**મટલો**—અરે એવું બેવું કાંઇ કરતો ના. એવું કરશે તો દારૂવાલાઓ ને તારા જોર છોકરાંઓ ભુખે મરશે. (બાટલી કહાડીને) લે જરા સીપ કર ને ગમ ભુલાવ.

**ખટલો**—અરે નહિરે.

**મટલો**—અરે એમ હોય? લે જરા પી. (ખટલો પીએ છે) જોયો કે આય સાધુ થવાનો ઉતો તે? ખટલા દારૂના વાસથી મારા મગજમાં એક આઇડીઆ આવેછ. જો સમજ, શ્રીમતીને વાસ્તે આપણે બધા એમજ બુમ ઉડાડગે કે એતો મેટ થઇ ગઇછ પછી આપરે એને પકડી ધરી મેડહાઉસમાં લઇ જઇએ એટલે કામ પાર.

**ખટલો** -અરે નહિરે એ આપુને બેઉને મેડ કરી નાખે એવી છે; તું મુવો આઇડીઆનો કહારતો! ગલાસ ભર. ગલાસ ભર.

**મટલો**—ખટલા, તું એમ ગુસ્સો ના કર. મને જે લાગ્યું તે મેં કહયું.

**ખટલો**--અરે પણ તું મારી બૈરીને મેટમાં ઠેરવે તે કેમ બને? એના કરતાં એવો ઉપાય સુચવ કે એ પોરી પોતાની ભૂલ જોઇ સુધરી જાય ને પોતાના સંસાર પર ધ્યાન આપે.

**મટલો**—એવો ઉપાય સુચવવા સારૂં તો મને બીજી દારૂની બાટલી જોઇએ. જરા પી તો ખરો, જોઇએ કાંઇ બીજો આઇડયા આવશે.

લે ખટલા આય સલામતી,
સુધરી જાય તારી શ્રીમતી;
કરોડવાર કહુંછ મથી મથી,
જ્યાં કંકાસ છે ત્યાં સુખ નથી.

**ખટલો**—
લાખ રૂપ્યાના બોલ તારા,
દારૂ સમ કોઇ દોસ્ત નથી;
સંસારરૂપી ફુલ્લો થયોછ,
લગાવ મટલા ગમની પટી.

(બેઉ દારૂ પીએ છે. શ્રીમતી આવે છે.)

**શ્રીમતી**—અફસોસ, આય હું શું જોવું છું. જે બાઇ જાહેરમાં દારૂની બદી પર ભાષણ આપી બધાને શીખામણ દે તેનાજ ઘેરમાં દારૂનો છુટથી ઉપયોગ થાય! એ કેટલું અફસોસ ભરેલું! (આગળ જઇને) ખરશેદજી આય શું, તકયાના ગલેપમાં દારૂ છુપાવતાં પકરઇ ગીયા ત્યારે હવે ખીસામાં લઇને ફરોછ? ને આય મુઆ મટલાજીનેબી દારૂનો ચસ્તો લાગોછ તે આઠઆઠ દહાડા થયા ઘેરમાંથી ખીસતાજ નથી

**મટલો**—(બ્હીને) નહિજી.

**શ્રીમતી**—મુગા મરો, રામા ઓ રામા અહીંઆ આવ.

**રામો**—એ આયવો બાઇછાબ.

**શ્રીમતી**—આય ગલાસને બાટલી એકદમ બારીએથી ફેંકી દે. (રામો દારૂ પીને ગલાસ ફેંકી દે છે) શરમાવું જોઇએ તમો બેઉ દોસ્તોને.

**મટલો**--ખટલા, દારૂ ઉડી ગયો. ખરેખર એને કાંઇ મેડહાઉસમાં મેટ તરીકે લઇ બઈ નહિ જવાય હું ?

**ખટલો**—હવે બોલની; તું તો કહેતો તો કે મારી બૈરી હોય તો એમ કરૂં ને તેમ કરૂં તે હવે બોલની.

**શ્રીમતી**—રામા તુંબી મુવા હ્યાં આવ. એબી મુવો બજારમાંથી દરરોજ કમીશન કહાડી રાતના પી ધરાઇને ચરનીરોડના નાકાપર ધાંધલ કરેછ.

**રામો**--બાઇ, મારો ભાઇ પીએછ, હું મુદલે પીતોજ નથી.

**શ્રીમતી**—ચુપ મુવા શેઠ પાસે જઇને ઉભો રહે.

**રામો**—બાઇ મને રાંધણીમાં દોધી છમારવાનું છે.

**શ્રીમતી**—એ મુવા દોધી ઉભો રહેછ કે નહિ? સમજો મેસરસ ખટલાજી, મટલાજી ને રામાજી, મને ઘણી દીલગીરી સાથે કહેવું પડે છે કે તમે મારા ઘેરના અંગત માણસો થઇ મારી શીખામણ માનતા નથી; હું તમુને ભાર મુકીને જણાવું છું કે દારૂ તમારે હવેથી બીલકુલ પીવો નહિ; એટલુંજ નહિ પણ એનો બોરોબી જોવો રવા નથી.

**મટલો**—ખટલા, પીહાં આગળથી આંખ બંધ કરીને ચાલજે.

**શ્રીમતી**—ભાઇઓ......

**રામો**—બાઇ ભાષણ ખોટું; તમે તમારા માટીને ભાઇ કેમ કહયો.

**શ્રીમતી**--મરી રહેની મુવા; સમજો દારૂથી માણસની જીંદગીની ધુલધાણી થઇ જાય છે. એટલુંજ નહિ પણ લાંબે વખતે તે માણસને લકવા જેવી ગંભીર બીમારી પર નાખી દે છે.

**ખટલો**—મટલા તુને ત્યારે લકવો થશે,

**મટલો**—થાયની તુનેજ.

**શ્રીમતી**—કોઇબી રીતે જોતાં દારૂના ઘણાજ ગેરફાયદા છે. દારૂથી હજારો માણસનું નખ્ખોદ વળી ગયું છે; દારૂથી હજારો માણસોના સંસારનું સત્યાનાશ થઇ ગયું છે. દારૂ પહેલાં પીનારને સારો લાગે છે પણ પાછલથી તે નુકશાન કરી માણસને તાવી નાંખે છે.

**મટલો**--તારો રામો તો વજનમાં વધેછ.

**રામો**—એતો દુઃખે દુઃખે ઇવો થી ગીયેલો.

**ખટલો**—ને તું કાં ઘટેછ?

**શ્રીમતી**—ભાઇ મટલાજી, હજુ તમે પણવા અદરાવાના છો ને અત્યારથીજ જો તમે આવી બદીને ઉત્તેજન આપશો તો તમારા સંસારનું શુ?

**રામો**—બાઇ હું બી પરણવાનો છું.

**શ્રીમતી**—એમ ત્યારે તુંબી વીચાર કર અને જલદીથી ચેતી એ બદી છોડી દે; જોવ મારા ભાષણ કરવાનો ભાવાર્થ એજ કે તમો દારૂની બદી છોડી દેવ અને સુખી જીંદગી ગુજારો. કેમ મટલાજી ધ્યાનમાં ઉતરયું?

**મટલો**—હાજી તમારા ભાષણથી ઉતરી ગયો.

**શ્રીમતી**—ત્યારે બોલો કે દારૂ પીના હરામ હય.

**બધા**—દારૂ પીના આરામ હય.

**ખટલો**—મટલા હુંતો સુધરી ગીયો.

**મટલો**—ત્યારે તો જાણુ કે તું ગુજરી ગયો.

## ગાયન.

(રાગ ભૈરવી, તાલ પંજાબી, માત્રા ૧૬.)

**શ્રીમતી**—

દારૂ તમામ જગમાં છે, તન મન ધન ફનાનું મુળ,
બહુ પીતાં લોભ કરતાં, થાય લાજની ધુળ.

### અંતરો.

સહેજ હોથે અડાય પ્રથમ, બુરી ઇલ્લતમાં ફસે હરદમ,
રાંકને બનાવે પાજી, પાજી બને એક જમ.

**મટલો—** શએર.

દારૂને કાંય આપો બદનામી, પીનારની હોય જ્યાં ખામી,
દારૂ રીતે લો, સોડા પુર નામી, બને ઠાકેલાનો સુખસ્વામી.

**મટલો—**

રાગ રંગ જ્યાં હોય ત્યાં, દારૂ વના સૌ કંઈ ખાલી,
ઉંચ નીચના ભેદ ભુલાય, દે વેરભાવનું મુળ બાળી.

**રામલો—**

ઠીક કહ્યું મટલાજીછેઠ, આખો દીવસ હમ કરીયે વેઠ,
સરદીથી મરવા પરીયે છેક, વના દારૂ જો જાય દન એક.



## અંક પહેલો—સીન પાંચમો.

---

(લેડી ખરેધાટનું દીવાનખાનું; રૂસ્તમ એક બાજુ ગુપચુપ બેઠેલો છે. તહેમી દાખલ થાય છે.)

**તહેમી**—Rus, why what makes you so distressed ? anything wrong ?

**રૂસ્તમ**—No dear nothing.

**તહેમી**—Then why are you not dancing ?

**રૂસ્તમ**—તહેમી, ડાન્સીંગને વાસ્તે મારૂ શુ મત છે તે શું તું નથી જાણુતી ?

**તહેમી**—રબીશ ! સારે અપોરમે દહાડે વરી તુને કાંઇ ખાંધ પર આવેલું છે. Has anybody offended you ?

**રૂસ્તમ**—Not in the least. મને બસ ડાન્સીંગનું નામ સમજતાંજ તાપ આવેચ; I tell you ફકત મમાને પલીઝ કરવાને વાસ્તેજ હું કાંઇ બોલતો નથી. બાકી આપરા બંગલામાં ડાનસીંગનું નામબી હું નહી

# ડ્યુકની નવી શોધ.



તે વળી શું ?




જરૂર આજેજ મંગાવીને પીજો.



એકલા બનાવનાર:—

## ડ્યુક એન્ડ સન્સ.

કોટ, હમમ સ્ટ્રીટ.

કહાડવા દેવું. એક પરાઇ ઓરત કોઇ પરાયા માટીદાના દીલને અડકીને ગોલ ગોલ ફરીને નાચે oh the idea simply shocks me.

**તહેમી**—Excuse me રૂસ પણ તહારા આઇડીઆસ ઘણાંજ ઓરથોડોક્ષ છે. શું તું એમ કહેવા માગેછ કે વેસ્ટની આય સાયન્સ તે તદન નકામી છે?

**રૂસ્તમ**—બેશક તદન નકામી–નીતીનું નખ્ખોદ વાળનારી.

**તહેમી**—વેલ જો કે હું કોઇની સાથે બરોબર ડીસકસ કરી નથી શકતી પણ મને કહેવા દે કે ડાન્સીગ એક ફેશનજ નહિ પણ એક એવી સાયન્સ છે કે જેથી આપણા આખા બોડીને એકસરસાઇઝ મલે છે ને–

**રૂસ્તમ**—શું બોડીને એકસરસાઇઝ આપવાને વાસ્તે ખાસ ડાન્સીંગજ જોઇએ. શું બીજી કોઇ એકસરસાઇઝ નથી કે એક ઓરત પરાયા માટીદાના દીલને અડકીને ડાન્સીંગ કરીને પોતાના બોડીને Exercise આપી શકે? રબીશ, અટરરોટ; જે ખરો વેસ્ટરન સુધારો છે તે મુકીને કેટલીક નાદાન ઉછાછલી છોકરીઓ ફેશનની ફીસ્યારીમાં પડી આખી આબરૂદાર પારસી કોમને હીણું લગાડેછ.

ફાયદા કરતાં ગેરફાયદા જોશો ઘણા એ ડાન્સીગનાં,
પરીણામ બુરા જોયાછ આપણે એ ડાન્સીગનાં.
મેંઢાના ટોલા માફક તણાઇ કલંક લગાડેછ કોમને,
દુન્યાની નજરમાં નીચું જોવાડેચ ડાન્સીંગ આપણી કોમને.

ખરેખર આપણો તે જાહોજલાલી ભર્યો વખત ગયો જ્યારે તાકાત નહી હતી કોઇની કે કોઇ આપણી પારસી કોમની ઓરતની સામે નજર ઉચકીને પણ જોઇ શકે.

તે કોમની દાજ હૈડે ધરનારા શેઠીયાઓ ચાલી ગયા,
ત્યારે આવા કુધારા આપણી કોમમાં દાખલ થયા.
હજી પણ વખત છે જો વખતસર ઉપયોગ કરસો દાનાઇનો,
નહિતો હાલ થશે એક દીન જેવો થયો પોમ્પીઆઇનો.

**તહેમી**—મરેરે રૂસ, તું તો જાણે કાવસજી જહાંગીર હોલમાં ભાષણ કરતો હોય તેમ લાગેચ. વારૂ ચાલ, Leave that ચાલ જરા

અંદર જતે નહી તો મમા કહેસે કે કોઇ એવણુને મદદથી નથી કરતું.

**રૂસ્તમ**—તું જા ડીયર, હું જરા રહીને આવુંછ.

( તહેમી જાય છે )

બસ તેનો તેજ ધખારો, બસ નજર આગળથી એ છોકરી એક ઘડીબી ખસ્તી નથી. મને કોણુ જાણે શું થાયછ. મારા મમાએ મને તહેમી સાથે engage કરવા ધારયોછ. પણ આય છોકરી—O God–મને કાંઇ સુજતું નથી. એ નીરાધાર છોકરી કોણુ હોસે? એ કહેછ તેમ શું આખી દુન્યામાં એનું ઓલખીતું કોઇજ નહિ હોસે? ઓ ખોદા, કહે મને, કહે મને શું નીરાધારને વાસ્તે તારા કાયદા એટલા કરદા છે?

**બદલો**—(દાખલ થતાં) જખ મારેછ બધા જ્યાં રાખનાર ખોદા છે.

**રૂસ્તમ**—બદલા કેમ? આયો? શું ખબર લાયો? તેણી કેમ છે? મને યાદ કરેછ કે? પેલા બદમાશને પૈસા આપ્યા કે? મેં કહેલું તેમ કહેલું કે? તેણે શું કહયું?

**બદલો**—અરે પણુ આસ્તેની, તમેજ બોલ્યા કરસો કે મનેબી બોલવા દેશો ને એટલા બધા સવાલ પુછયા તે પહેલાં કયા સવાલનો જવાબ આપું?

**રૂસ્તમ**—પહેલા કહે કે તેણી મને યાદ કરેછ કે?

**બદલો**—બેશક, તે ગરીબ ભોલી છોકરીને તમે આજે સવારે બચાવી ત્યારથી બીચારી દરેક મીનીટે તમોને યાદ કરીને તમારો ઉપકાર માન્યા કરેછ. પણુ રૂસ્તમજી શેઠ તમારો હોકમ હોય તો મને ગરીબને એક બે બોલ બોલવા દેશો?

**રૂસ્તમ**—બોલની તુને ના કોણે કહયું.

**બદલો**—જોવ શેઠ, તમારા માયજી તમોને તમારી સગી તહેમી સાથે પરણાવવા માગેછ ને તમારા મોભા પ્રમાણે તે તદન બરાબર છે. હવે જો તમો આપ કોઈ નીરાધાર છોકરી ઉપર ધ્યાન આપીને, તેણીને ખોટું ઉત્તેજન આપી, તેણીના નીરદોષ જીગરમાં આશા પેદા થાય તેવું કરી, એક એક કરતા ત્રણ ત્રણ જુવાન જીંદગીનો નાશ કરશો તો તેમાં ખુદા રાજી નહિ થાય.

**રૂસ્તમ**—બહલા, બહલા, એ તું શું બોલેછ. શું તેં મને એવો કમીનો ધાર્યો કે-

જીગર તોડું કોઇ નીરદોષનું ને રાજી કરૂં મુજનું મન,
ઇજ્જત કોઇ નીરાધારની લુટું કારણ પાસે છે ધન.
કદી આ જીગરથી એવી ઇચ્છા બહાર પડશે નહિ,
આપસ જેને દીલ મારૂં ત્યાંથી પાછુ લેવસ નહિ.

**બહલો**—પણ શેઠ અણજાણતાં કોઇનું દીલ ભાંગે એવું કામ કરવા કરતાં તે કામથી દુર રહેવું વધારે સારૂં છે.

નીરદોસ્તાનું પુતલુ છે દુન્યાથી અંજાણ છે,
અણજાણતા દીલ બંધાય જો ભાવી બળવાન છે.
નીરદોષ એવા જીગરને તોડવાની તમોને સત્તા નથી
એ રસ્તેથી બાજુ જાવ શેઠ એ તમારી મતા નથી.

**રૂસ્તમ**—એટલે તું શું એમ કહેવા માગેછ કે આય નીરાધાર છોકરીને હું કોઇબી રીતે મદદ નહી કરૂં ?

**બહલો**—નહિ હું તેમ નથી કહેતો. કોઇબી આફતમાં આવેલા ઇનસાનને મદદ કરવી એતો જરથોસ્તી ધરમનું ફરમાન છે, પણ આજે સવારે જ્યારથી તમોએ એ છોકરીને જોઇછ ત્યારથી તમારામાં હું મોટો ફેરફાર જોવું છું; તેમજ પેલી બાજુ તે નીરદોષ છોકરી પણ તમારોજ ખ્યાલ લઇને બેઠેલી છે. વાસ્તે શેઠ કાંઇબી મોડુ થાય તે અગાઉ તમોને ચેતવવાની મેં મારી ફરજ વીચારીછ.

**રૂસ્તમ**—બહલા તારા ભલા વીચારો વાસ્તે તારો ઉપકાર માનુંછ. તુને મેં મારા નોકર દાખલ કદી ગણ્યોજ નથી; તું મને હંમેસા સારી સલાહ આપી મને ખરેજ રસ્તે દોરવેછ. વારૂ હાલ તો એ વાત પડતી મુક, અંદર જતે નહી તો વરી મમા ગુસ્સે થશે.

( બેઉ જાય છે. દીના આવે છે. )

**દીના**—આય "ખરેઘાટ મંઝીલ". સવારે પેલા મુવા નાદીરની ખટપટમાં વાયદા પ્રમાણે બ્લાઉઝ તૈયાર થયું નહી તે વાસ્તે બાઇમાએ મને સખત ઠપકો આપ્યો. હું નહી ધારતી કે બાઇમાય હવે મને કાંઇમી કામ સોંપે. મને કહયું કે આય બ્લાઉઝ લેડી ખરેઘાટનું છે

ને તેવણને આજને વાસ્તે ખાસ જોઇતુ હતું ને જો વખતસર તેવણને નહી મલસે તો તેવણ રાખસે નહિ ને મારે માથે પડશે. ઓ ખોદા! મુસીબત એખલી આવતી નથી. મને ચીઠ્ઠી આપીને કહયું કે મારે જાતે લેડી ખરેઘાટને આય બ્લાઉઝ પહોંચાડવું. પણ અહીંઆ પગ મુકતાંજ મારી છાતીમાં કાંઇ થાયછ. ઓ ખોદા! કાંઇ બુરા બનાવની મને આગાહી થાયછ.

રહેમ કરજે પરવરદેગાર મુજ ગરીબની હાલત ઉપર,
બચાવજે આફતથી રાખી તારી મીઠ્ઠી નજર.
તારામાં મને ભરોસો છે તો મારી મદદે રહેજે,
આફત હીમતથી ખમું એવું બળ તું દેજે.

(બોય આવે છે)

**બોય**—કીસકુ પુછતા હય બાઇ?

**દીના**—લેડી ખરેઘાટને મલવા માગું છુ.

**બોય**—અભી લેડીશીપ કયા મીલેગા, વો તો very busy હય.

**દીના**—આય કાગજ તારે હાથો હાથ આપી આવ, હું ત્યાં ખોટી થવસ.

**બોય**—અચ્છા બાઇ.

( બોય જાય છે. રૂસ્તમ તથા તહેમી આવે છે. )

**તહેમી**—રૂસ્તમ તું ગમે તે કહે પણ આજે તારા ધકનું ઠેકાણુંજ નથી. તું આજે અસલનો રૂસ્તમજ નથી. તારૂ ખોખું ત્યાં છે પણ જીવતો કોણ જાણે કયાં ફરતો હોસે; રૂસી, રૂસી. tell me જો હું કાંઇભી મદદ કરી શકતી હોવું તો મને કહે?

**રૂસ્તમ**—તહેમી શું કહું? મને કાંઇજ નથી. ફકત આજે સવારે બનેલા એક બનાવથી...હેં એ કોણ? કોણ દીના?

**દીના**—રૂસ્તમજી તમે અહીં?

**રૂસ્તમ**—હા આય મારૂજ મકાન છે. પણ તું અહી?

**દીના**—હું તો લેડી ખરેઘાટનું બ્લાઉઝ લઇને આવીછ.

( લેડી ખરેઘાટ દાખલ થાય છે )

**લેડી ખરેઘાટ**—બાઇમાયની ચીઠ્ઠી તું લાવીછ કે દુકતી?



Photo:
D. P. Hormusji.

લેડી ખરેઘાટ.

**દીના**—હાજી.

**લેડી ખરેઘાટ**—એ બલાઉઝ બાઇમાયના કપાલમાં જઇને પાછું મારજે કે વખતસર મને નહી મોકલ્યું એટલે મને નકામું છે.

**દીના** - બાઇજી એમાં ભુલ મારી છે મારાથી વખતસર તઇયાર થયું નથી એટલે બાઇમાયબી એ બલાઉઝ નહી રાખસે ને મારે માથે પડશે.

**લેડી ખરેઘાટ**—ઓ લેરે! તે હયાં કોણુને કહેછ? એક તો વાયદા પ્રમાણે લાવી નહી ને ઉપરથી વરી રૂા. ૩૫) નું બીલ લાવીછ.

**દીના**—રૂા. ૩૫)? નહીજી. તમારી કાંઇ ભુલ હોસે.

**લેડી ખરેઘાટ**—ઓ ભુસી મુકુરે તુને મારી ભુલ કહાડવા આવતીની? જોની દોરા ફેરીને, જોની કેટલાનું છે તે?

**દીના**—રૂ. ૩૫)? સીલાઇના રૂ. ૩૫). મેં આખું બ્લાઉઝ સીવ્યું છે ને મને તો મારી મહેનતના ફક્ત રૂ. ૫)જ આપવા કહેલું છે.

**રૂસ્તમ**—હેં શું? મહેનત તું કરે ને તુંને ફક્ત રૂ. ૫) ને ફક્ત ઘેર બેઠા બેઠા હુકમ કરનારી, એક બ્લાઉઝ પછવાડે રૂ. ૩૦) પોતે હજમ કરે?

ભટ પડજો એવા નીરદોષોના લોહીચુસુ હમજાત પર,
નીરાધારની મહેનત ઉપર ગુજરાન ચલાવનાર કમજાતપર
ઇનસાન નહી તે ખવીસ છે સાધુના સાહ્યામાં,
એબ લગાડેછ રહી જરથોસ્તી કોમની પહનામાં.

**લેડી ખરેઘાટ**--એટલે, રૂસ્તમ દ્દીકા એ કંગાલ દુકતી આગલથી. બેરાંઓની વાતમાં માથું મારવાની તુને કાંઇજ સત્તા નથી. એ મુઇ નસાબંદીના બધાં ચરિત્ર છે ચાલરે એઇ દુકતી મારૂં મકાન મુકીને તુરત ચાલી જા. તારૂં બ્લાઉઝ ફ્લાઉઝ મારે કંઇ રાખવું નથી. મુવા કહાંથી કાછ્યા માછ્યા સારે સપોરમે દહાડે નડવા આવેછ.

**દીના**—જી તમે કહો તે અગાઉ હું આય મકાન તો છોડી જાવુંછ પણ હું માગી લેવુંછ કે મુજ ગરીબને હીણીને એટલું અપમાન ના કરો.

**લેડી ખરેઘાટ**—ઓ લેરે એને અપમાન લાગી ગયું.

**રૂસ્તમ**—માયજી-માયજી.

**લેડી ખરેઘાટ**—ચુપ, મુગો રહે એમાં તું શું સમજે? મુવા હલકા

માણસોને જરા લહારો આપ્યેછ તો એકદમ મરોના પર આવેછ. મુવા ભીખારી કેહેના.

**દીના**—બાઇજી, એટલો ગુસ્સો શું કામ કરો છો? અમો ગરીબ ખરા પણ ભીખારી નહી આખો દિવસ ને રાત અમો ખરી મહેનત કરીને અમારૂ આ પાપી પેટ ભરીએ છીએ. પણ છતે હાથ પગે કદી કોઇ દીવસ કોઇ આગળ હાથ ઓજ્યો નથી.

મહોતાજ રહીશું પણ કદી હાથ ઓલસુ નહિ,
છતે હાથ પગે ભીખ કદી માંગસુ નહિ.
પેટ ભરાસે નહી તો તે પેટને ફોડી નાંખશું,
પણ ટેક વેચી પારસી કોમને એબ નહી લગાડશું.

**તહેમી**—બહેન બહેન ના ઉસકેરા. મને તારી દયા આવેછ. માસીજી એ બીચારી ગરીબ.........

**લેડીખરેઘાટ**--ચુપ એકદમ ચુપ થઇ જા. આપણી ઇજ્જત શું ? આપણું ખાનદાન શું ? કે એવા મુવા ઇજારડાં પીન્જારડાંની કદર ખાઇએ.

કંગાલ ગરીબ એ લોક આપણે પૈસાવાલા,
ન આબરૂ ઇજ્જત એ લોકને આપણે ઇજ્જતવાલા;
સરોબરી કેમ થઇ શકે ગરીબને તવંગરની,
ઠોકર ખાનાર એ લોક આપણી છે સરદારી.

**રૂસ્તમ**--માયજી માયજી, આય તકોબરી ? સાના ઉપર ? તકલીદી પૈસા ઉપર ?

રહી નથી ને રહેશે નહિ ચંચલ એ લક્ષ્મી,
થઇ નથી ને થાશે નહિ બેવફા એ લક્ષ્મી.
કારૂનનો ખજાનો પણ ફના થયો તો આપણી શું તાકાત,
ફોકત એ મગરૂરીમાં ગુજારયા જેણે દીન રાત.
દાખલા નજરે જુવો કયસરની તકોબરીના,
દારા સીકન્દર જમશેદના શા હાલ થયા.
ખાક થયા સૌ છેવટે મગરૂરીના મારથી,
પ્રાયદો જોશો નહી નાહક સતાવી નીરાધારથી.

**લેડી ખરેઘાટ**--બસ રૂસ્તમ એક બોલબી વધુ નહિ.

છું હું માત તારી ને તું દીકરો મારો છે,
શીખામણ તારે નથી દેવાની એ હક મારો છે.
ગરીબોને ઉશકેરીને નતીજા સારા કોઇ જોતું નથી,
પગનું ખાસડ઼ પગમાં પહેરાયછ માથે તે મુકાતું નથી.
ગુલામગીરી આપણી કરવા સરજાયલા છે ગરીબ,
એ લોકની કરણીએ સરજાયલા છે એ લોકો ગરીબ.

**રૂસ્તમ**--નહી માયજી ભુલ કરોછ.

ખુદાએ આપ્યું ધન નાચારને દેવા,
ફરજ ખુદાએ નાખી તો કરવી અદા.
ફરક કાંઇ રાખ્યો નથી ગરીબ કે તવંગરમાં,
ઇન્સાફ સઉનો એકજ છે ખુદાની દરબારમાં.

**લેડી ખરેઘાટ**--મુગો રહે; નાને મોને ઘણી ટકટક મને જોઇતી નથી,

તારા કરતાં દુન્યા મેં વધારે જોયેલી છે.
સખત તાબેદારી જોઇએછ મને મારા ફરઝંદ તરપથી,
આશા બેવફાઇની રાખુ નહી ફરઝંદ તરફથી.
દુન્યા જોઇ નથી તેથી એમ બકી જાયછ,
સ્ત્રી ચરિત્ર જોયાં નથી તેથી એમ દોરવાયછ.

પણ બસ બહુ થયું; આજે હું રંગમાં ભંગ થવા દેનાર નથી.
રૂસ્તમ હું તુને હોકમ કરૂંછ કે અંદર ચાલી જા.

**રૂસ્તમ**—ફકત એકજ શરતે.

**લેડી ખરેઘાટ** -એટલે તે શું ?

**રૂસ્તમ**—તે એજ કે તમો આય નીરાધાર છોકરીને વધુ અપમાન નહિ કરો.

**દીના**—રૂસ્તમજી ભાઇ મારી તરફ આટલી દીલસોઝી દેખાડોછ તે વાસ્તે હું તમારો ઉપકાર માનુંછ. પણ મારે ખાતર તમારાં માયજી સાથ બગાડ ના કરો.

ગમે તે બોલે એવણ છતાં એવણ માતા છે,
ભલે ભુંડું લાગે આપણુને છતાં એવણ માતા છે.
ફરઝંદની ફરજ છે કે માતાનો સ્વભાવ સમાલે,
તાબેદારી દેખાડી જરથોરતી ફરઝંદનું નામ દીપાવે.

બાઇજી હું રજા લેવુંછ પણ જતાં જતાં કહેતી જાવુંછ કે—

એવું ના બોલતા કે જેથી કોઇનું દીલ દુખાય,
કારણ કે આય દીલ તે ખોદાનું ઘેર ગણાય.
લાગણી સઉની સરખી ભલે અમીર હોય યા ગદા,
જીગરનો દંખ એકજ રીતે દંખેછ સૌને સદા.
બુઝરગીને માન આપી એટલુંજ બોલતી જાવુંછ,
વીચારો તમારા જલદી બદલાય દુવા એમ માંગતી જાવુંછ.
એક દીન એવો આવશે ગરીબો તરફ તમારી લાગણી દોરવાશે,
ભરોસો મને પુરતો છે કે ખોદાનું કામ ખોદા કરશે.

( દીના જાય છે. )

**રૂસ્તમ**--થોબ દીના, થોબ.

**લેડી ખરેઘાટ**--ખબરદાર રૂસ્તમ એક બોલબી નહિ.

**તહેમી**—માસીજી—માસીજી.

**લેડી ખરેઘાટ**—ચુપ એકદમ.

ટેબ્લો.

ડ્રોપ.



# અંક બીજો.



## સીન પહેલો.

---

( "ખરેઘાટ મંઝીલ" નો ગારડન—તહેમી ગાતી આવે છે )

### ગાયન.

( રાગણી સારંગ, તાલ દાદરો. માત્રા ૬. )

**તહેમી—**

રામ રાખે તેમ રહયે
આપણે ચીઠ્ઠીના ચાકર છૈયે—

### અંતરો.

કોઈ દીન પહેરણુ હીર ને શીર, તો કોઇ દીન સાદાબી ફર્યે,
કોઇ દીન ભોજન સીરો ને પુરી, કોઇ દીન ભુખ્યાબી રહયે—
કોઇ દીન રહેવાને બાગ બગીચા, કોઈ દીન જંગલે રહયે,
કોઇ દીન સુવાને ગાદી ને તકયા, કોઇ દીન ભોંયેબી પડયે.—

આજે તોફાન પછીની શાંતી કેવી ખુશકારક લાગેછ. ગરીબ બીચારી નીરદોષ છોકરી ! નાહક અપમાન પામીને ગઇ. મને તેણીની કેવી દયા આવેછ. માસીજીબી કાલે કેટલાં unreasonable થયાં. કાલે રાતે એક બાલ ડાન્સને ખાતર હઝારો રૂપ્યાનો ધુમાડો કીધો પણ એક નીરાધાર નીરદોષ હમજાત છોકરીને તેણીની આટલી કાકલુદી છતાં પોતાનું બ્લાઉઝ refuse કરી, અપમાન કરીને બહાર કહાડી. શું એ ઇન્સાફ છે ? મારો રૂસબી આય બનાવથી તદન દીલગીર થઇ ગીયોછ. હું ઇચ્છુંછ કે હું એ નીરદોષ છોકરીનું ઘેર જાણુતી હોતે તો હું પોતે ત્યાં જઇને એ છોકરીને સધ્યારો આપીને કાંઇક મદદ કરતે.

( રૂસ્તમ ગમગીન ચહેરે દાખલ થાય છે. )

ઓહ રૂસ, જીમખાને જાયછ ?

**રૂસ્તમ**—નોટ સરતન, વાય ?

**તહેમી**—જો જીમખાને જતો હોય તો મને તારી કારમાં લીફ્ત આપ. હું જરા ગુલાંપુઇને ત્યાં જવાની છેવું.

**રૂસ્તમ**—સોરી ડીયર, પણ હું તે રસ્તે નથી જવાનો.

**તહેમી**—રૂસ, વાય, આજે તું મારાથી જુદાઇ ગણેછ. tell me તું કહાં જાયછ?

**રૂસ્તમ**—હું, હું, Oh don't ask me I don't know what to do.

**તહેમી**—રૂસ, ડીયર, ઘોરાયલા દુધ પર વીલાપ કરવો એ શું ડહાપણ ભરયું છે ?

ગીયું સાલ ચાલી ગીયું-પાછું કદી ફરશે નહી,
કમાનથી તીર છોડયો-થોભાવેલો થોભશે નહી.
નીકલ્યા બહાર જે હાથી દાંત-પાછા તે સમાશે નહી,
તેમજ મુખે બોલાયલા બોલ-પાછા ખેંચી લેવાશે નહી.
ગીયુંછ તેને જવાદે, રહ્યું તે રાખ ઢાંકીને;
રહયુંછ તે નહીં જતું રહે-જતનથી રાખ બાકીને.

**રૂસ્તમ**—તહેમી, તહેમી. મારા જીગરમાં હમણાં કેવું લાગેછ તે તું શું જાણે ? કાલે રાતે મમાએ જાણે તે નીરાધાર છોકરીને નહી પણ મનેજ અપમાન કીધું હોય તેમ મને લાગેછ. અરેરે તે નીરાધાર છોકરીએ આખી રાત કેવી રડીબડીને કહાડી હોશે.

**તહેમી**—શું તેણીનું કોઇ સગુ વહાલું નથી.

**રૂસ્તમ**—કોઇજ નહિ, કોઇજ નહિ; અરે કાલે સવારેજ મેં એ છોકરીને તેણીનો ફ્રેન્ડ થઇ રહેવાનું પ્રોમીસ આપ્યું 'તું પણ મારાજ મકાનમાં હું તે છોકરીને હીણાંતાં બચાવી શકયો નહીં. Let me go. તહેમી મને જવા દે, મારૂં મસ્તક ફરેછ.

**તહેમી**—માઇ પુઅર રૂસ; ત્યારે શું તું તે છોકરીને ઘેરે હમણાં જાયછ ? જા જરૂર જા, તે બીચારીને હીંમત આપજે, આપરી એ ફરજ છે.

ફરજ મોટાની છે કે નાનાને સમાલવું,
કોઇ વેંટ નમે તો આપરે હાથ નમવું.

અમે મોટાં તમે નાના, દાલી એ પતરાજી છે,
ગરીબો તરફ દીલાસોઝી રાખ એમાંજ ખુદા રાજી છે.

**રૂસ્તમ**—થેંકસ તહેમી, તારા દીલસોજી ભર્યા બોલથી મને કેટલી શાંતી થાયછ? વેલ હું રજા લેવુંછ. બાય, બાય.

( રૂસ્તમ જાય છે )

**તહેમી**—(સ્વગત) કેવો દીલસોઝ! ખચ્ચીત જેમ એ દોલતે અમીર છે તેમ ખ્યાસે પણ અમીર છે.

ખોદા હસ્તો રાખજે એને પુર તંદરોસ્તી સાથે,
હું એની છું એ મારો છે રહેજે તું અમારે માથે.

ગાયન.

( રાગણી બીહાગ, તાલ ત્રીતાલ, માત્રા ૧૬)

**તહેમી**:—

જગતની જુઠી જાલોમાં, ફસે જીવડા સૌ દીવાના,
કરમના ઉંડ સમુદ્રમાં, ડુબે મુર્ખા કે શું શ્યાના—

**અંતરો.**

અજબ છે કાર પ્રભુનો હયાં, જગતમાં પાર તેનો કયાં,
અસલનું જ્ઞાન ભુલાવે જ્યાં, નકલનું ભાન કરાવે ત્યાં—
કરે કોના કરમ કાના, રડે મુર્ખા જગતમાંના,
લખે ભવના કોટી દાના, છતે આંખે અપંગ કાણા—
દુ:ખીઓને મન જગ દુ:ખી, છે સુખીઓને મન સુખી,
"રહેમ" કીરતાર નમ ઝુકી, બુદ્ધિ વહે જેના વન ટુંકી—

(બદલો જાફરઅલી સાથે દાખલ થાય છે.)

**જાફરઅલી**—બંદગી બાઇ સાહેબ.

**તહેમી**—ઓહ? આવો જાફરઅલી, કેમ કાંઇ સહવારના પહોરમાં ભૂલા પડયા?

**જાફરઅલી**—અમસ્થો જરા કામે આવ્યો છું. રૂસ્તમ શેઠની ચીઠ્ઠીને માન આપી તેવણુની સેવામાં હાજર થયો છુ.

**તહેમી**—રૂસ્તમને મલવા આવ્યાછ? પણુ તેવણુ તો ઘેરમાં નથી.

**બદલો**—શું રૂસ્તમ શેઠ બહાર સધાવ્યાચ ! અરે પણ તે કેમ બને ? એવણે તો હમણા જાફરઅલીને એપોઇન્ટમેન્ટ આપીને બોલાવ્યાછ. એવણ કયારે બહાર ગીયા ?

**તહેમી**—હમનાજ થોડી મીનીટ થઇ હોસે.

**બદલો**—તમોને મલીને ગીયા ?

**તહેમી**—હારતો પણ—

**બદલો**—ને કયાં ગીયા તે તમોને કહયું ?

**તહેમી**—હા, કહેજે પેલી નીરાધાર છોકરીને ત્યાં—

**બદલો**—દીનાને ત્યાં ?

**તહેમી**—કેમ, કેમ, બદલા. તું એટલો બધો દઘાઇ કેમ જાયછ ?

**બદલો**—કાંઇ નહીં, તહેમીબાઇ. પણ હું ધારૂંછ કે રૂસ્તમ શેઠે ત્યાં એકલા જવામાં ભૂલ કીધીછ. કાલે સવારે પેલો નાપાક નાદર ઓચીંતા હુમલાથી ગભરાઇને ચાલી ગીયો. પણ કદાચ આજે રૂસ્તમ શેઠને એકલો જોઇને—

**તહેમી**—ઓ—

**જાફરઅલી**—કાંઇ નહી તહેમી બાઇ ગભરાવા જેવું કાંઇજ નથી. બદલા ચાલ જોવું મને તે ઘેર દેખાડ આપરે હમણાંજ જવું જોઇએ,

**બદલો**—જરૂરજ.

એ મારી ફરજ છે કે શેઠની સાથે રહેવું,
ખાધું નીમક તેનું તો હલાલ તે કરવું.
બદમાશની બદમાશી હું ફાવવા નહિ દેવસ,
જીવતો છેવું ત્યાં સુધી સામે થવસ.
ભલે જીવબી આપવો પડશે તો ખુશાથી આપસ,
એવા સો જીવ મારા શેઠ પરથી ઓવારી નાખસ.

( જાફરઅલી બદલો જાય છે તહેમી અંદર જાય છે )



## અંક બીજો—સીન બીજો.

---

(દીનાનો ઓરડો.)

**દીના**—(સ્વગત) એઢંગી દુન્યા, શું તારી સપાટી પર મુજ જેવી નીરાધારને શાંતી નહીંજ મલસે? શું ગરીબો ઠોકર ખાવાનેજ પેદા પડે છે? ઓ પરવરદેગાર તું ઇન્સાફી છે, તું દયાલુ છે, તો શું તું આય સીતમ મુગે મહોને જોઇ શકે છે?

ઠોકર ખાઇ હમો હીણાઇએ, તું જોવા રાજી છે!
ગરીબો તવલી મરે એ શું તારી કારસાજી છે!
ખુન થાય નેકીનું, બદી ફાવે, તે તું જોઇ રહયોછ,
તારો ઇન્સાફ કયાં છે, તું તો મુંગો બેસી રહયોછ.

પણ નહી નહી એ હું શું બોલુંછ? માફ કર માફ કર ઓ પરવરદેગાર, મારા દુઃખી આત્માથી તારા ઇન્સાફને વાસ્તે એક મીનીટબી કાંઇ આરૂ બોલાયું હોય તો ઓ મહાનામી બાપ, મને માફ કરજે.

ઘડીભરના ઘેલાપણામાં નાસ્તીક હું થઇ,
માફ કરજે ખુદા મુજ હાલ તરફ જોઇ.
ભેદો તારા ભારી કેમ ઉકલાવી શકુ હું,
તું જે કરેછ, તે ઠીકજ હોસે નાદાન હું સમજું શું.

પણ—

આજે તો બદી ફાવેછ ને નેકીની ઘાત છે.

**રૂસ્તમ**—(દાખલ થતાં) ચાર દીનની ચાંદણી પાછલ અંધારી રાત છે.

દુ;ખ તો સૌ પર પડે દુઃખ તો એક કસોટી છે,
ધીરજથી ખમજે તેને કુદરત બહુ મોટી છે.
રોશન કીનારી જરૂર જોશે હરએક કાલાં વાદલમાં,
તેમજ દુઃખ પાછળ સુખ જોસે કુદરત ચાહે તો એક પલમાં.

**દીના**—રૂસ્તમજી, તમે કાંય પાછા આયા? જાવ અહીંથી પાછા જાવ. હું દુઃખીને વધુ દુઃખ ના દેવો.

**રૂસ્તમ**—દીના તું મારાથી દુઃખી થાયછ? મારાથી?

**દીના**—ઓ નહી નહી મારૂં ધક ઠેકાણે નથી. મને માફ કરો મને એકલીને મરવા દો.

**રૂસ્તમ**—પુઅર ચાઇલ્ડ, દીના મારા માયજીએ કીધેલું અપમાન ભૂલી જા, જો મારા માયજીને બદલે હું તારી પાસે માફી માગુંછ.

**દીના**—રૂસ્તમજી, રૂસ્તમજી. તમો મને પાપમાં નાખોછ.

છું તકસીરવાર તમારી કે તમો વચમાં આવી,
ને નાહકની સુખી ઘેરમાં લડાઇ જાગી.
છેલ્લી સલામ હવેથી તમો વચ્ચે નહી હું નડસ,
ભરોસો ખોદાપર રાખી હું મારૂં ભોગવી લેવસ.

**રૂસ્તમ**—એટલે, એટલે, દીના તું કયાં જવા માગેછ? તું એકલી અટુલી નીરાધાર કયાં જશે. !

**દીના**—જયાં જવાસે ત્યાં. દુન્યા બહુ મોટી છે. હું કોઇબી હોસ્પીતાલમાં નર્સ તરીકે રહેવસ.

દરદીનું દુઃખ દુઃખી દીલે પીછાણી જતન કરસ,
રાહત મલસે દરદીને તો નીચીંત હું રહેવસ.
નથી આશા આ જીવને દુન્યાઇ માયા ખાતર,
અરપન કરસ જીંદગી મારી, દરદીઓનાં ભલાં ખાતર.

**રૂસ્તમ**—નહી નહી દીના, તું મારી તરફ ઘણી સખત થાયછ. હું તુંને વધુવાર આય કંગાલ્યતમાં રાખવા માંગતો નથી. દીના, મારી વહાલી છોકરી, જો મારી તરફ જો. હું જે ઓફર કરૂંછ તે કરવાનો કદાચ આય વખત નહી હોસે પણ મારેથી બોલ્યા વગર રહેવાતું નથી. દીના, દીના, ખાતરીથી માનજે કે ગઇ કાલે સવારે તુને પહેલી જોઇ ત્યારથી એક મીનીટબી મેં સખકરારથી કહાડી નથી. બોલ દીના બોલ, તું મારી ધણીયાણી થઇ મને સદાનો સુખી નહી કરસ?

(બેજન, નાદર ને મુનીર ભરાતા દાખલ થઇ બેઉને જોઇ છુપાઇ જાય છે.)

**દીના**—ઓ નહી નહી રૂસ્તમજી તમો હું દુઃખીને વધુ દુખી કરોછ. હું માંગી લેવુંછ કે મને છોડી જાવ. મારે ખાતર તમો દુઃખી ના થાવ.

**રૂસ્તમ**—મારી વહાલી, જરા શાંત થા. તારા વગર એક ઘડીબી મારી સુખમાં જવાની નથી. મારો જીવ, જીંદગી જે છે તે તુંજ છે. ઓહ તારા વગર હું શું કરશ તે હું કલપી શકતો નથી.

**દીના**—પણ તમે મોટે ઘરના ને હું એક ગરીબ નીરાધાર......

**રૂસ્તમ**—ઓહ તેથી શું થયું.

માણુસ સર્વે સરખાં ફરક નથી શરીર કે સરમાં,
તે કીરતારે નહી ફરક રાખ્યો, ગરીબ કે તવંગરમાં.
વહાલી છે તું મુજની ભલે તું નીરાધાર છે,
આપણ બંને રાજી તો દુન્યાની શું દરકાર છે.

**દીના**—પણ તમારા માયજી......

**રૂસ્તમ**—તે વાતની તું ધાસ્તી ના રાખ, હું તે જોખમ મારે માથે લેવુંછ. હવે તો બસ ?

બસ આજથી આપણ બંને એક, સદાનો મને તારો ગણજે,
હંમેશની તું હસ્તી રહી, નવી જીંદગી શરૂ કરજે.

**નાદર**—(સ્વગત) શરૂ કરે નવી જીંદગી, ત્યારે શરૂઆત સારી કરજે,
ફરીથી નાદરની સામે થવા અગાઉ સો વાર વીચાર કરજે.

( ફટકો મારે છે, રૂસ્તમ બેભાન થઇ નીચે પડે છે. )

ચલાવ બેજન સુંઘાડ પેલો રૂમાલ, ને ઉડાવી લે પેલીને—બહાર મોટર ખોટી થાયેછ.

(બેજન દીનાને ઉપાડી લઇ જાયછ મુનીરને નાદર પાછલ જાયછ. જરાવારે રૂસ્તમ ઉઠવાની કોસેશ કરેછ પણ પાછો પડી જાયછ. બદલો ને જાફરઅલી દાખલ થાયછ.)

**બદલો**—લેવ જાફરઅલી આયજ તે ઘેર. તમે જરા ઉભા રહેવ હું અંદર જઇને જોઇ આવુંચ. (રૂસ્તમને જોઇને) હેં, એ કોણ? રૂસ્તમજી, રૂસ્તમશેઠ, ઓ ખોદા મેં ધાર્યું તું તેમજ થયું.

**જાફરઅલી**—કાંઇ નહી બદલા ગભરા ના, એવણ શુદ્ધિમાં આવેછ. રૂસ્તમજી, રૂસ્તમજી.

**રૂસ્તમ**—ઓ, અરે !

**બદલો**—જરા હિંમત રાખો શેઠ. એ તો હું બદલો ને જાફરઅલી આવેલા છીયે.

**રૂસ્તમ**—દીના, દીના કહાં છે ?

**બદલો**—અહીંયાં તો કોઇજ નથી.

**રૂસ્તમ**—ઓહ ! ત્યારે તો પેલો બદમાશ તેણીને ઉઠાવી ગીયો. જાફરઅલી, જાવ તેની પુઠે જાવ. ઓહ કાંઇબી કરીને દીનાને છોડાવી લાવો.

**બદલો**—ફીકર ના કરો શેઠ, હમણાંજ પોલીસને જણાવીને—

**રૂસ્તમ**—નહી, એમાં પોલીસનું કામ નથી. જાફરઅલી નકામી હો હો મારે કરવી નથી. તમો તમારે હાથે નહી કરી શકો ?

**જાફરઅલી**—બેશક; નહી કેમ ? હું જ્યારે પોલીસ ખાતામાં ઉતો ત્યારથી એ બદમાશને ઓળખુંછ ને એના બધા ખુણાખાંચરાની મને માહીતી છે. તમો ફીકર ના કરો શેઠ, હું થોડા વખતમાં તમારૂં કામ કરી પાછો ફરસ. બદલા તું શેઠને મોટરમાં જલદીથી ઘેર પુગાડ.

**ટેબ્લો.**



## અંક બીજો—સીન ત્રીજો.

(ખટલાનું ઘેર. ખટલો ને મટલો દાખલ થાય છે.)

**ખટલો**—મટલા, તુને મારી ખાસ સલાહ છે કે સંસારની જુસરીમાં કોઇબી દહાડો જોરાતો ના; જોરાયોછ તો સમજ કે સાડાસાતી જરૂર બેઠી.

સંસાર છે ખોટો સમજ દીકરા મટલા,
કરેછ સુખીને દુઃખી, બનેછ જાડા બી પટલા.
બહુ જોયાછ મેં સંસાર, કહે સાચ્ચા કવી ખટલા,
ચડેછ કોરટને દરબાર, ફાટેછ ભઇ ભઇના ટકલાં.

મટલો—ખોટું, સદંતર ખોટું.

સમજ તારા સવાલનો આપુંછ જવાબ,
બૈરી વગર કોણ કરી આપશે ધાનસાકને કવાબ.
બૈરી વગર તુને હોટલમાં ખાવું પડશે,
ઓટલો, ઉઠયાણું ને ચાહરમ કોણ તારૂં કરશે.
ભલી પરણેતર તો એક ગુલાબનું ફુલ છે,

ખટલો— શ્રીમતી જેવી મલી તો દબ્બો તારો ગુલ છે.

હું સમજી. ગીગો. ટુંકમાં એટલુંજ કે તમે ઘોડે ચહડવાના થયાછ. પણ પરણ તો ખરો ને પછી જોજે કે તારા ધાનસાકને કવાબ કેવા અવરા નીકલેછ તે.

મટલો—ખટલા ખરૂં કહુંછ ને કદાચ તું જાણતોબી નહી હોસે કે તારા ઘેરમાં મને આવવાનાં બે કારણો છે.

ખટલો—કેમ બા, બેઆબરૂ થઇને બહાર જવાના થયાછ શું ?

મટલો—અરે ખટલા, એ શું બોલેછ ? મારા બોલવાનો મીનીંગ તું નહી સમજ્યો.

ખટલો—સમજાવની જલદી, નહીતો એકુ ગોઠવી દેવસ.

મટલો—જો પહેલું કારણ તો એ કે તુને મલવાનું; ને બીજું કારણ-ઉપ પ્લસ ઉફ ને કોણ સમજે મારૂ દુઃખ ઇન્ટુ દુઃખ; ખટલા બોલાતું નથી. શરમ શરમ લાગેછ ને બગલમાં ગીલી ગીલી લાગેછ.

ખટલો—એવણને ગીલી કેમ લાગેછ ? કાંઇ ઉંડા પાણીમાં તો નથી ફરતોને ?

મટલો—નહી, નહી, ખટલા તું વહેમા ના. મારૂં કારણ જુદુજ છે.

ખટલો—પણ બોલી મેરની.

મટલો—ઓ તેજ આકાર, તેજ મુર્તી કે જેનાં દર્શન કરવા હું તારા મંદીરમાં દરરોજ પ્રેમથી આવું છું. અરે બતાવ તે મુર્તી કહાં છે તે, હું તેના દર્શન કરવા તૈયાર છેવું.

ખટલો—મટલો આજે તૈયાર થઇ ગીયોછ. નહીતો મંદીરને મુર્તી નહિ કરે.

મટલો—નહી નહી ખટલા, મેં આજે દારૂ નથી પીધો. ફકત તું મારો

જાની દોસ્ત હોવાને લીધે તારી આગળ મારા પ્યારનો ઉભરો બહાર કાઢયોછ ?

**ખટલો**--ત્યારે તું પ્યાર કરતાંબી શીખ્યોછ કે ?

**મટલો**—હા, શીખ્યો ને તેબી બેન્ડસ્ટેન્ડ પર જઇને શીખ્યો.

**ખટલો**—વારૂ શ્રીમતી તારી બ્હેન જેવી લાગે તે જણાવીને પુછુંછ કે તું કોણુના પ્યારમાં પડયોછ ?

**મટલો**—સાંભલ ખટલા, કાન પર હાથ મુક.

**ખ્યાલ.**

રંગત-ખડી.

સાંભલ ખટલા દીકરા મારા,
તુંને આશીષ દેવસ સારા.
કરજે કામ ભલુ પ્યારા-દોસ્તને ખાતર,
કરજે તું પુનનું કામ-દોસ્તને ખાતર.

**શએર.**

ખાવા નથી ગમતું મને-પીવા નથી ગમતું પાણી,
એની યાદમાં મેં જીંદગીની-કીધીછ ધુળધાણી.
કપાલ એનું આરસી જેવું-જોઇને દીલમાં લાગી આગ,
આંખમાંથી આંસુ ટપકે-તો બની જાય મોતીનો બાગ.
જીભ એની સાકર જેવી-તેથી નીકલે મીઠા વચન,
દાંત છે દાદમના દાણા ઝલકી રહયાં છે લાલ રતન.
એનું નામ છે મહેરી
જાણે આફુસની કેરી
એની માય છે બહુ ઝેરી
શી ઇઝ બ્યુતીફુલ વેરી-દોસ્તને ખાતર.

**ખટલો**—અરે પણ તે કોણ ?

**મટલો**—પેલી તારા ઘેરમાં રહેતી મહેરાં.

**ખટલો**—જેને વાસ્તે હું આવુંછ તારા ઘેરમાં રોજના ફેરા.

મટલો--હવે છોરો ઘેલાં ચેરાં.

મટલો—નહી નહી સીરયસલી કહુંછ કે એ છોકરી મને ઘણી ગમેછ. અને એને મારી પરણેતર બનાવવા રાજી છેવું.

ખટલો—હું એના માય આવા ડોસાંને તારે વાસ્તે કહેવસ. પણ નોકરી ધંધાને વરે પુછે તો શું કહેવું ?

મટલો—કહેજે કે બી. બી. માં નોકરી કરેછ.
કહેજે કે ૩॥ ટકાની લોન છે.

ખટલો--પણ કેટલાની ?

મટલો—એક સો રૂપીઆની ને ઘેરમાં જુનો ટેલીફોન છે.

ખટલો--એ છોકરી સારી છે, ને મનેબી ગમેછ.

મટલો--તમુનેબી ગમેછ ! અરે અસતરાથી ડોકુ છુટું કરી નાખસ, સમજ્યો ?

ખટલો—તું ખોટો વહેમ ના લઇજા-હું કહુંછ કે મને એની ચાલચલન ગમેછ.

મટલો—એમ તારે ફીટમફાટ.

ખટલો—કાંય !

મટલો—કારણ તું મારી પર વહેમાયો ને હું તારી પર વહેમાયો એટલે ફીટમફાટ ને મેળવો હાથથી હાથ. (શેકહેન્ડ કરેછ અંદરથી પ્યાલા રકાબી તુટવાનો અવાજ આવેછ.)

મટલો—ચાલો કમાણીમાં વધારો થયો.

ખટલો—એનું સત્યાનાશ જાય રામાનું તે હમેશ કંઇને કંઇ ભાંગ્યાજ કરેછ. કોણ જાણે પી ધરાઇને કામ કરેછ કે શું ?

મટલો—એતો શેઠની કોપી કરેછ.

ખટલો—ચુપ ! મારૂં નુકશાન થાયછ ને તું ટાહેલા કરેછ. (રામાને ગુસ્સાથી બોલાવે છે) રામા ઓ રામા અહીં આવ.

રામો—આઇવો છાબ.

ખટલો—એ શું થયું ?

**રામો**—કંઇ નહીંરે છેઠ, અદધો દજન પ્યાલા રકાબી ને દજન ગલાસ ખલાસ થઇ ગીઆ.

**મટલો**—એમ તારે એનો પગારબી ખલાસ કરી નાંખો.

**રામો**—પણ છેઠ મારા હાથે ની ભાંગેલા, એ તો મીછતરીએ મને ધક્કો માર્યો તે તુટી ગીઆ.

**ખટલો**—એમ (બોલાવેછ) મીસ્તરી, ઇધર આવ, એ પ્યાલા ઓર રકાબી કીસને તોરા ?

**મીસ્તરી**—હમકુ કયા માલુમ; એ રામા અંધેકી માફક મેરે આંગપે ગીર ગીયા ઓર પ્યાલા રકાબી તોર ડાલા.

**રામો**—ચાલ, ચાલ, છછરીનો આંધરો મારી છાડે અઠરી પઇશે ને ઉપરથી મુને ગરે પરે.

**મીસ્તરી**—તુમ તોરા.

**રામો**—તુંમ તોરા.

**મીસ્તરી**—અરે જાવરે ગરબડ મોટ કરોરે. જાસ્તી ગરબર કરેગા તો પાંઉ કાટનેકી છુરીસે ગલા કાટ દાલેગા. (લડે છે)

**ખટલો**—ખબરદાર, ગરબર કરશો તો બેઉને બહાર કહાડસ.

**મટલો**—ખટલા ગુસ્સે ના થા. ટુંકમાં એટલુંજ કે આય (રામાને બતાવીને) ગુડઝ ટ્રેન આય (મીસ્તરીને બતાવીને) મેલ ટ્રેન સાથે, લાલ બત્તીની ગફલતીને લીધે, યાને દારૂને લીધે, ભુલમાં અથડી પડી અને અંદર બેઠેલા છ ભૈરાં એટલે છ પ્યાલા અને દજન માટીડા એટલે દજન ગલાસ ખલાસ થયા એટલે એકસીડન્ટ થઇ મરણ પામ્યા. બેઉ બંધવાને શકનો લાભ આપી છોડી દેવો.

**ખટલો**—મુગો મરેછ કે નહીં ? હમણા ઉફ ને ઓ કરતોતો ને હવે ટાહેલા કરેછ.

**મીસ્તરી**—(રામાને દેખાડીને) જુઠા આદમીકા નોકરી રખના નહી ચાહીએ.

**રામો**—તું જુઠો તારો બાપ જુઠો.

**મીસ્તરી**—બાપ પર જાયગા તો માર દાલેગા.



Photo:
D P. Hormusji

શ્રીમતી અચુબેન.





# ધી પારસી મ્યુઝીક ઇન્સ્ટીટ્યુશન



## સ્થાપના:૧૯૨૧

સ્થાપકના જાતી શીક્ષણ હેઠળ બાનુઓ અને
ગ્રહસ્થો માટે
તાલ સુર અને રાગ રાગીણી સાથે ઉંચ પ્રકારની ગાયનકલા
શીખવવા માટે
મશહુર થયેલું એકજ ખાતું



સ્થાપક અને પ્રીન્સીપલ:-
ફરામરોજ બનજીશાહ ઘારા

**ખટલો**—જાવ ચલે જાવ. (ગરબડ સમજી શ્રીમતી અંદર આવે છે)

**શ્રીમતી**—સાવધાન, સાવધાન.

**મટલો**—દાર ને ધાન શું કરેછ?

**શ્રીમતી**—પ્રીય બંધુઓ શું છે? શાના મારામારી કરોછ? એજ મારામારી ને કુસંપને લીધે આજે આપણને સ્વરાજ મેળવવાને ઢીલ પડેછ માટે લડો નહીં ને મને કહો.

**ખટલો**—(સ્વગત) લેવ જડજ આયા. આય કમ્બખતોએ લડી બડીને પ્યાલા રકાબી ને ગલાસોનો ખુરદો કરી નાખ્યો ને એનો પ્રીય બંધુઓ કરી મરેછ. રાંધનીમાં જાએ ત્યારે કેની. રાંધનીમાં તો જવાના કસમ ખાધાછ. (આગળ જઇને) જોવ એ લોકોએ પ્યાલા રકાબી ને ગલાસનો ખુરદો કરી નાખ્યોછ અને રામો કહેછ કે મીસ્તરીનો વાંક છે ને મીસ્તરી કહેછ કે રામાનો વાંક છે.

**રામો**—બાઇ મને મીસ્તરી અડડી પરેલો.

**મીસ્તરી**—બાઇ સચ બોલતા એ લાલ્યાકા કસુર હએ.

**શ્રીમતી**—શાંત થાવો બંધુઓ, શાંત થાવો. હું તમોને એવો ઇન્સાફ આપસ કે કોઇબી પક્ષ યા કોઇબી કોમને ગેરઇન્સાફ થશે નહીં રામા જઇને અંદરથી પાટલો લાવ. (રામો જાય છે)

**રામો**—લાયવો બાઇ છાબ.

**મટલો**—અરરર, વરી માથામાં ધોકા મારવાનાં શરૂ થશે.

**ખટલો**—મટલા મારાથી બોલાતું નથી. પણ આય બધુ મારા સસરા પર લખી જણાવવું પડશે. (રામો પાટલો લાવે છે શ્રીમતી પાટલા પર ઉભી રહેછ)

**શ્રીમતી**—ચાલો મજુર વર્ગ એટલે રામો ને મીસ્તરી આય બાજુએ ઉભા રહો ને તમો બેઉ જણા થાપણદાર તરીકે આય બાજુએ ઉભા રહો.

**મટલો**—જોયું કે થાપાણદાર કહેછ? બએ તો મીલ ચાલેછ પણ ભુંગલાંજ નહી મલે.

બએ મીલના છઇએ ધણી,
આવક થોડી ને કરજદારી ઘણી.

**શ્રીમતી**—બંધુઓ, હું મારી ચાલાકી ને દુર અંદેશીથી જોઇ શકુછ કે આ બાબતમાં કોઇબી પક્ષનો વાંક નથી. બેઉ પક્ષ નીરદોષ છે. આ એક એકસીડન્ટ છે. ને એકસીડન્ટ આગળ કોઇ ડાહયું નથી. માટે એમ નહી થવું જોઇએ કે એક શેઠ પોતાના નોકરને નાહકનું અપમાન કરે. એ નોકરો છે તો આપરે શેઠ લોકો એશઆરામ ને મજાહ કરી શકીએ. એ લોકો નહી હોય તો આપરા દોઢલાં બેસી જાય.

**મટલો**—દોઢલાં તો બેસી બી ગીયા ને શનીવારે ખલાસ બી થશે.

**શ્રીમતી**--વરી પાછા વચમાં બોલ્યા ? સમજો, ખરૂ પુછાવો તો એ લોકોમાં ને આપરામાં કાંઇ ફરક નથી. એ લોકો છે તો આપરે છઇએ; સમજીઆ. આજે કોઇબી ઉદયોગ જો ખીલેલો માલમ પરતો હોય તો તે મજુર વર્ગને આભારી છે.

**રામો**--હું નહી હોવું તો કચરો કોણ વારે.

**મીસ્તરી**--ઓર હમ નહિ હોતા તો તુમકુ કરીચાવલ કોણ ખીલાતાતા.

**મટલો**--તું એ લોકોને પગાર તો આપેછ કેની ?

**ખટલો**--અરે પહેલેથી આંગપર આપુંછ.

**મટલો**—તારે એમ કેમ બોલેછ ? ઓનરરી કામ કરેછ કે શું ?

**શ્રીમતી**--સમજોને પછી તકરાર કરજો. આજે બધા શેઠીઆઓ પોતાના સુખ સગવડની દરેક ગોઠવણ કરેછ. અને બીચારા મજુરોને માટે કાંઇ પણ કરતા નથી. દાખલા તરીકે રામા મીસ્તરીને રવીવારે કાંય નહી રજા આપીએ ? એ લોકોને સીનેમેટોગ્રાફ અને નાટકમાં જવાની કાંય નહિ છુટ આપીએ ? શું એ લોકોનો જીવ નથી ?

**મટલો**—ખટલા, ઘેરમાં એક નાલ્લો પાથે સીનેમાં રાખ. ને આતવાર આતવારે એ લોકોને દેખાડીઆ કર ને ફરી પગારમાંથી વસુલ કરજે.

**રામો**--આ તમારૂં ભાષ્ન ચોકસ છે બાઇ.

**મીસ્તરી**--બાઇ તુમ ઠીક બોલા પણ હમ એ લાલીએ કે સાથ મર જાએ । તોબી સીનેમોટાગ્રાફમેં નહી જાગા.

**રામો**—પણ તારી છાત આવે કોણ બધો વાછ મારે.

**મીસ્તરી**—દેખો બાઇ હમ ઉસકુ મારેગા.

**રામો**—માયરા, માયરા. (મીસ્તરીને રામો હાથોહાથ મરાયેછ.)

**મટલો**
**ખટલો** } —અરરરર, લરો ના; મારામારી કરો.

**રામો**—આજે જે થાય તે ખરૂ એનો દમદુસો કારી લાખુ. પ્યાલા રકાબી ફોરી નાખી ને મને ગરે પરે.

**શ્રીમતી**—(પાટલાપરથી ગભરાઇને ઉતરી આવેછ) અરે લરોછ શાના? ચાલ મુવા તું (રામાને) ઓરડામાં જા ને તું (મીસ્તરીને દેખાડીને) ચાલ રાંધનીમાં જા—

**રામો**—ની જવાનો; ઇનું ખુન કરૂં તોજ ખરો.

**મીસ્તરી**—હમબી નહી જાયગા ઉસકા શીરકા ટુકરા કરેગા.

**શ્રીમતી**—જાવોછ કે નહિ.

**ખટલો**—(શ્રીમતીને) ચાલો તમે બાજુ થઇ જાવ. તમે ભાષણ કીધું ને ઇન્સાફ આપ્યો હવે મારો ઇન્સાફ જોવ. (ખટલો વારા ફરતી બેઉને લાત મુકી મારેછ બેઉ ચાલી જાય છે) જોયું એતો લાકડાના દેવને ખાસડાની પુંજા.

**મટલો**—Yes shoe ceremony to wooden God.

**ખટલો**—મુવા તમે ઇંગલીશ ના બોલતા મુગા મરી રહેવો.

(નીચેના આવા ડોસાની મહેરાં બે સુતરફેની લઇને દાખલ થાયછ.)

**શ્રીમતી**—આવ આવ મહેરા ભલે પધારી; કેમ આજે શું છે?

**મહેરાં**—આજે મારા ભાઇ જાંગુનું વરસ છે તેથી માયજીએ સુતરફેની મોકલીછ ને કહેવરાવ્યુંછ કે એક તમે લેજો ને એક તમારે ત્યાં મટલાજી આવેછ તેવણને આપજો. (મટલો વાંકોચુંકો થાય છે)

**ખટલો**—તું નસીબદાર છે મટલા; મારા ભાડુત મારે વાસ્તે નહિ ને તારે વાસ્તે સુતરફેની મોકલેછ!

**મટલો**—અદેખાઇ ના કરો એતો જેવી જેની લાયકી; (મટલો સુતરફેની જોએછ ને ઉપરનો ગાલીચો છુપાવેછ) (શ્રીમતી ને મહેરાને) હમના તમે રાંધનીમાં મુકો હું જવસ ત્યારે લેતો જવસ (બેઉ જણા જાયછ)

**ખટલો**—કેમ મટલા કાંઇ જુની દોસ્તી લાગેછ.

**મટલો**—ત્યાં વગર એમ સુતરફેની આવે કે? દરરોજ મને એ બેન્ડસ્ટેન્ડ પર મલેછ ને મારા સિવાય એ કોઇનેબી જોતી નથી. કોઇ વખત મને જોઇ હસેછ, ત્યારે તો બસ મારા હરખનો પાર રહેતો નથી. ઉફ, આખરે મારા વરસોના ઉમેદના ઝાડપર ફતેહના મધુરા ફુલ ઉગ્યાં ખરાં.

**ખટલો**—તુબી પાટલા ઉપર ઉભો રહીને ભાષણ કર.

**મટલો**—( ગાલીચાને ચુમી લઇને ) એક નાજુક અને પ્યારા હાથથી પથરાયલા ગાલીચા, મારા જખમી જીગરમાં, ખુશાલી અને શાંતી પથરાવજે.

( એકાએક મહેરાં ગાલીચો નહી મલવાથી પાછી આવેછ.)

**મહેરાં**—(ખટલાને) એવણ ગાલીચો કાંય ખાયછ? સુતરફેની તો રાંધનીમાં મુકેલી છે.

**મટલો**—(ફગલાઇને) નહીંરે એતો જરા ગલીચાનું ભરતકામ જોતોતો.

**ખટલો**—હાજી એવણ બી. બી. ની ઓફીસમાં આરકીટેકટ છે તેથી એવણ ડીઝાઇન જોતા હતા. બેલુરાવનું પીછું એવને બાંધેલું.

**મહેરાં**—(સ્વગત) મરે આરકીટેકટ હોય તો ઘણુંજ સારૂ કમાતા હોસે. માયજી સમજને ખુશી થશે (મટલાને) જી મારો ગાલીચો આપસો.

**મટલો**—કાંય નહી? હકદારનો હક જરૂરજ મલશે. Rightful owner will get his own right.

( ગાલીચો આપે છે. )

**મહેરાં**—ચાલો હું જાવુંછ સાહેબજી.

**ખટલો**<br>**મટલો** } —સાહેબજી.

**મહેરાં**—મટલાજી સુતરફેની ખાજો મારા સમ છે શરમાતા ના.

**ખટલો**—કોઇ મને પુછતુંજ નથી.

**મટલો**—(બાજુ) તમુને મલવાથી મારામાં એટલો બધો મીઠાશ આયોછ કે હવે સુતરફેની ખાવાની કાંઇજ જરૂર નથી.

**મટલો**—ખટલા, હવે તું હટીજા હું લવ જાહેર કરૂંછ.

**ખટલો**—જો દીકરા લવ જાહેર કરતાં મરતીયુકની ટીપમાં તારી જાહેર-ખબર. નહિ આવે.

**મટલો**—નહિ તું બીહ ના. (ખટલો ખુણામાં ઉભો રહે છે મટલો સ્ટાઇલમાં વાંકોચુકો થતાં છાતીપર હાથ મુકે છે મહેરાં શરમાય છે) લવની શરૂઆત શું કરૂં લવ ડીક્ષનરી બી નથી લાપો.

અએ મારી જાન, મારા માંદવાનાં પાન,
મહારા પુનમના ચાંદ, માહારી સાકરીયા ખાંડ.

હવે આગલ શું બોલું. મને કહે કે તારા માય મને કબુલ કરશે કે?

**ખટલો**—(ખુણામાંથી) એનું નખોદ જાય એ માય સાથ પનવાનો છે શું.

**મહેરાં**—મારાં માયજી ના કહેશે તોબી હું તો તમારી સાથેજ પનશ. મહારો જીવ તમારા પર ઘણોજ દોરેછ.

**મટલો**—દોરવા દે લગામ ખેંચતી ના નહિતો ઘોરો લગામ તોરીને નાશી જશે.

**ખટલો**—લવની શરૂઆત તો સારી કીધીછ.

(અંદરથી મહેરાંને બોલાવવાનો સાદ આવેછ. મહેરાં જાય છે.)

**મટલો**—ગેઇ, કમાનમાંથી છટકેલા તીરની માફક ચાલી ગેઇ. પાછી આવ પાછી આવ ને એક બીજી સુતરફેની લાવ?

દીલ તોરી ચાલી ગઇ કેમ ખમું જુદાઇનો જખમ,
ખટલા જલદીથી બતલાવ, છે એનો કંઇબી મલમ?

ખટલા પકર મને નહીતો ખુશાલીથી ફુલીને ફાટી જવસ.

**ખટલો**—હવે બસ કર, ગામમાં તુંજ પરણુવાનો છે કે.

## ગાયન.

( ગગણી માંડ, તાલ દાદરા, માત્રા ૬.)

**મટલો**—

The knife of her beauty has murdered my life,
And I think it my duty to make her my wife.—
She has filled me with pain, and has made me insane,
So I think it my duty to make her my wife.—

### અંતરો.

I promised I'll buy her gold bangles and rings,
Anklets and Blankets and all sorts of things;
She'll be queen of the queens and
I'll be king of the kings,
And I promise we'll never have quarrel and strife.—
As long as she is living, I shall be her slave,
But when she is dead I will dig her a grave;
And I swear on my head that until she is dead,
I shall take care that I marry no other wife.—



## અંક બીજો—સીન ચોથો.

(રૂસ્તમ સોફાપર બેઠેલો છે. માથે પાટો બાંધેલો છે; તહેમી તેમજ બદલો બાજુમાં ઉભેલા છે.)

**તહેમી**—રૂસ્તમ મારૂં માન જો જરા રેસ્ટ લે, ડોકટરે તો તુને ઉઠવાબી ના કહ્યુંછ; Now be a good boy. જોવું જરા લેટી જા.

**રૂસ્તમ**—બદલા કાંઇ પત્તો લાગો ?

**બદલો**—નહીજી કાંઇજ નહી. રૂસ્તમ શેઠ જો મારૂ માનો, પોલીશને જણાવો, એક દિવસમાં તે લોકો—

**રૂસ્તમ**—બસ એક બોલબી વધુ નહી. એમાં પોલીશનું કામજ નથી. મને જાફરઅલી પર પુરતો ભરોસો છે. જા જરા કોફી મંગાવ.

(બદલો જાય છે)

**તહેમી**—જો રૂસ્તમ હજુબી મારૂં માન, એ બાબતમાં વચ્ચે ના પર, એ મુવા પાપીઓ સાથે—

**રૂસ્તમ**—બસ કર, બસ કર તહેમી, બસ કર !
મારા જીગરમાં શું થાયછ તે તું શું જાણે,
દરીઆ દીલમાં કેવા ઉભરાયછ તે તું કેમ પીછાણે.

તે બીચારી નીરાધાર છોકરી પર હમણા કોણ જાણે કેવો સીતમ ગુજરતો હોસે, ઓ—

**તહેમી**—રૂસ્તમ, રૂસ. જરા શાંત થા; તું કેમ કહી શકેછ કે મને તે છોકરીને વાસ્તે લાગતું નથી. પણ મને તે છોકરી કરતાં તારે વાસ્તે ઘણી લાગણી છે. તારા નખને બી દુઃખ થાય તો મારો આખો જીવ નીકલી જાય. ઓ રૂસ! તું કેટલો ઘાતકી છે?

**રૂસ્તમ**—(સ્વગત) ઓ ખુદા હું શું કરૂં? એને કેમ સમજાવું! તહેમી મારી તરફ જો; તુંને મારે વાસ્તે ખચીત લાગણી છે.

**તહેમી**—ઓ તે કેમ જણાવું?

જો આય જીગર કાચનું હોતે તો સાફ સાફ તું જોઇ શકતે,
યા ચીરાતું હોતે જીગર તો ચીરીને તુને બતાવી શકતે.
આય જીગરમાં મુરતી એકજ ફકત તે તારીજ છે,
જીવ બધો તારામાં તુંજ દુન્યા મારી છે.
જીવતી રહીછ જોવા તારા હસ્તા મુખને વાસ્તે,
જીંદગી મારી ઓવારી નાંખુ તારા એક સુખને વાસ્તે.

(લેડી ખરેઘાટ દાખલ થાય છે)

**રૂસ્તમ**—નહી તહેમી એમ ના બોલ. હું તેને લાયક નથી. તહેમી, તહેમી, મને માફ કરજે પણ જે લાગણી તારા જીગરમાં મારે વાસ્તે છે તેવીજ લાગણી તારે વાસ્તે મારા જીગરમાં નથી.

**તહેમી**—હેં શું કહ્યું? એ સાચું બોલોછ?

**રૂસ્તમ**—હા સાચુંજ કહેવુંછ. આપરૂ કારજ તે ફકત મારા માયજીએ પોતાની મરજી મુજબનું કીધું હતું. પણ ખરો સાચો પ્યાર તો મેં પેલી નીરાધાર છોકરીને જોઇ ત્યારેજ જાણ્યો.

જોઇ તે છોકરીને પડયો મને જીગરમાં ઘા,
દીલ મારૂં પોકારી ઉઠયું બેદાર થા, બેદાર થા.
ચાહુંછ હું તે છોકરીને તેના વગર બેકરારી છે,
મલે નહીં જો દીના પ્યારી, તો દુન્યા મને અકારી છે.

**તહેમી**—રૂસ્તમ, રૂસ્તમ. એ તું શું બોલેછ? શું તું દીવાનો થયોછ?

**રૂસ્તમ**—હા હું દીવાનો થયો, હું ઇચ્છું છ કે હું મગજથી બેમગજ થઇ જાવું કે મારા દુઃખી જીગરથી તેણીની યાદ ભુલાવું.

કેમ ભુલાવું તેણીની યાદ મારા દુઃખી જીગરથી,
લાચાર કીધોછ મને દીનું તેં મોહબ્બતના મારથી.

દીના, દીના.

**તહેમી**—રૂસ્તમ, રૂસ્તમ જરા શાંત થા. (સ્વગત) ઓ ખોદા હું મુઇ હું મુઈ. શું હું આય સમજવા જીવતી રહીછ?

ચાહયો જેને જીગરથી હૈયાનો હાર ગણીને,
લઇ જાય છે કોઇ બીજું જીગર મારૂં તોડીને.

પણ બોલી તહેમી એ તું શું વિચાર કરેછ. સાચો પ્યાર શું સ્વાર્થી હોય શકે. નહિ કદી નહિ, મારૂં સુખ ફકત એને સુખી જોવામાંજ છે. તો ભલે જા. બીજીને પરણીને સુખી થા.

ખરો પ્યાર વ્હાલાને સુખી જોઇ ખુશી થાય,
આપસ ભોગ મારો જો સુખી એ થાય.
સુખી જોઇ એને સુખી હું થવસ,
બૈરી નહિતો સાચી બ્હેન થઇ રહેવસ.

જા, જા. ઓ પડત ઝુપડીમાં રહેનારી ઓ નીરાધાર દીના જો હરીફાઇની શરતમાં એ બહેસ્તનું સુખ તું જીતવા નસીબવંત નીવડીછ તો ભલે એ સુખ તુને મુબારક હોજો.

સુખી થજો સુખી રહેજો સુખી સંસાર ભોગવજો,
ફુટે જેમ પાણી પરપોટા દુસ્મન તમારા ટલજો.
દીલ જે પ્યારાનું આજ વેર ગણ્યું મેં મારૂં,
જે મારૂં ગણ્યુંતું તે આજથી કીધું તારૂં.
હવે જીવ વગરના ખોખામાં જે શ્વાસ બાકી છે,
તમોને સુખી કરવાને આય જીંદગી મારી છે.

**લેડી ખરેઘાટ**—થોભ, ઓ હૈયાફુટા નાદાન! એ તુને શું ઉંધું સુજ પડેછ.

નથી એ કાચા સુતરનો તાર કે તોડી શકાય,
આપેલું વચન શું એમ ખેંચી લેવાય?

કોણ ખાનદાનનો દીકરો ને ઇજ્જત શું તારી,
પગલું આજે એવું ભરેછ કે અંતે જોશે ખુવારી.

**રૂસ્તમ**—માયજી, માયજી.

**લેડી ખરેઘાટ**—ખબરદાર, આજથી હું તારી માય નથી. જે દીકરો ખાનદાનના નામને એબ લગાડે, જે દીકરો વચનની કીંમત નહી જાણે, જે દીકરો એક જવાન છોકરીની લાગણીની કદર નહી પીછાણે તે મારો દીકરો હોય શકેજ નહિ.

**રૂસ્તમ**—માયજી, માયજી, શું ગરીબો સાથે વહેવાર રાખવો એ પાપ છે.

**લેડી ખરેઘાટ**—બેશક.

જુદા પેદા કીધા સઉને, કીધી સઉની કીંમત જુદી,
તવંગરને ખાનદાની, ગરીબોને ગરીબાઇ દીધી.
કાગડાને ગળે મોતી કદી શોભસે નહિ,
થુવરના ઝાડપર ગુલાબ કદી જોશે નહિ.

**તહેમી**—માસીજી ભાઇને નાસીપાસ ના કરો.

એનું દીલ હોય ત્યાં પરણે, એનું દીલ ના તોડો,
મને સુખી કરવા માગતા હોવ, તો ભાઇને કાંઇ ના બોલો.

**લેડી ખરેઘાટ**-અફસોસ! મારી ગરીબ દીકરી! જો જો, બો હૈયાફુટા, જો કેવી ફરેસતા જેવી છોકરી છે. તેને મુકી, તેનું જીગર તોડી, માયની મરજીની ઉપરવારો થઇ, એક રખડેલ છોકરીને પણવા તૈયાર થયોછ. ઓ હું મુઇ, હું મુઇ. આજનો દહાડો જોવા હું કાંય જીવતી રહીછ.

**તહેમી**—માસીજી, માસીજી.

**લેડી ખરેઘાટ**—મારી ભોલી દીકરી, મને માફ કરજે; તારી આખા જીંદગીનું એ નાદાને નખ્ખોદ વાળી મુકયુંછ. મને માફ કરજે. જો જો દોરા ફાડીને જો. કેવી નીરદોષ, કેવી ભોલી, નાનપણથી સાથે ઉછરી, બચપણથી તારોજ ખ્યાલ જીગરમાં રાખી જેને તુંને જીગરથી ચાહયો તેજ નાજુક કલીને આજે દયાહીન રીતે તું કચડી નાંખવા નીકલ્યોછ. પણ યાદ રાખજે કે એનો અંજામ સારો નહી આવશે.

દીલ કોઇનું તોડીને સુખી કોઇ થયું નથી,
કલેજા કોઇના બારી રહાત કોઇ પામ્યું નથી.
મોનેથી એ નહી બોલસે પણ અંતરની હાય તુને બાળસે,
દરેક મીનીટે, દરેક કલાકે આજની યાદ તુંને આવસે.
પથ્થરથી કદી પાણીની આશા રખાય નહિ,
ભલે તારૂં સુજ્યું કરજે આજથી હું તારી માય નહિ.

(લેડી ખરેઘાટ જાય છે તહેમી પુંઠે જાય છે.)

**રૂસ્તમ**—દીના, દીના ?

તને જોતાં સૌ વીસરયો જીગરમાં ધ્યાન તારૂં છે,
ભૂલ્યો સર્વ જગત પ્યારી મને તો ભાન તારૂં છે.

(બહાર કોલ બેલ વાગે છે; બદલો દાખલ થાય છે)

**બદલો**—જાફરઅલી આવેલો છે. ને તમુને તુરત મલવા માગેછ.

**રૂસ્તમ**—જા, જા. બદલા તેને અહીંયાં બોલાવી લાવ.

(જાફરઅલી દાખલ થાયછ)

**જાફરઅલી**—સલામ શેઠ.

**રૂસ્તમ**—આવો આવો જાફરઅલી, હું તમારીજ વાર જોતો'તો. કેમ શું ખબર લાયાછ.

**જાફરઅલી**—જુવો શેઠ, પેલા નામચીન નાદરશાહનો પતો મલ્યોછ.

**રૂસ્તમ**—પણ દીના !

**જાફરઅલી**—છે; અંદેરીમાં નાદીરના બંગલા "The Snare"માં હજી બેશુદ્ધ હાલતમાં પડેલી છે. મારા ખાતરીના બે માણસો ત્યાં પાહરા ઉપર રાખીને તમારા વધુ ઇન્સ્ટ્રકશન લેવા આયોછ.

**રૂસ્તમ**—બોલો જાફરઅલી બોલો, હવે આપણે શું કરીએ.

**જાફરઅલી**—તમે પોલીશને જાહેર કરવા તો નાજ કહેવોછ નહી ?

**રૂસ્તમ**—હા, જો પોલીસની મદદ વગર તમો દીનાને છોડવી લાવી શકતા હોવ તો—

**જાફરઅલી**—બેશક બની શકે તેમ છે. તમો કદાચ જાણતા ન હોસો કે નાદીરની સાથે મુનીર નામનો એક બદમાશ ગોઠયો છે. તેની ઉપર



Photo:
D. P. Hormusji.

જાફરઅલી.

અત્યાર અગાઉનું પોલીસે વારંટ કહાડેલું છે. તેમજ તેનો પત્તો મેળવી આપનારને વાસ્તે ઇનામ પણ જાહેર થઇ ચુકયું છે. મને હવે રજા છે ત્યારે—

**રૂસ્તમ**—હા પણ નહિ, જાફરઅલી હું બી તમારી સાથે આવું છ હું એકલો અહીંયાં પડી રહેવસ તો મારૂં મશતક ફરી આવસે.

**બદલો**—અરે પણ શેઠ તમારી આવી હાલતે—

**રૂસ્તમ**—નહી બદલા, હું તદન ઓલરાઇટ છું.

**બદલો**—પણ ત્યારે શેઠ હું બી તમારી સાથે આવુંછ.

**રૂસ્તમ**—નહી બદલા, તારૂં કાંઇજ કામ નથી. તું અહિંયાંજ રહેજે ચાલો જાફરઅલી! મુજી બદમાશ.

પછવાડેથી ધા કરી એક વખત તું ફાવી ગયોછ,
પણ હવે જોજે આજે દાવ મને મલ્યોછ.
જેટલું બને એટલું નીરાધારને સતાવી લેજે,
પણ આજે અંજામ તેનો તું જોઇ લેજે.
બદમાશ કુતરા તુંને આજે કચડી નાંખું તોજ હુ ખરો !
એક એક આંસુનો બદલો તારા લોહીથી લેવુ તોજ હું ખરો !
બાજી ખેલી રહયોછ હવે અંજામ જોજે,
અત્યાર સુધી ફાવ્યોછ પણ હવે તે ભુલી જજે.

બદલા, quick મારાં કપડાં કહરાવ, જાફરઅલી હું એક મીનીટમાં તૈયાર થઇને આયો.

**ટેબ્લો.**



## અંક બીજો—સીન પાંચમો.

---

### ગાયન.

(રાગણી ભીમ પલાસી, તાલ ત્રીતાલ, માત્રા ૧૬.)

**શ્રીમતી**—હીન્દની ચઢતીનાં મુલ, ખાદીએ રહયાં છે કુલ.

**અંતરો.**

વાવણી કરવે કપાસની, સુંદર ખીલસે ફુલ,
દેશની ઉન્નતી સાથે, મેળવશો મહા મુલ—
મહાતમા માલી છે સ્થાઇ, ચરખો દાતરડું
તાંતણે સુતરને કાપો, ભારતની મહેસુલ—
વીદેશી કાપડ દો બાળી, ખાદીના સો ગુણ
સસ્તી ને ટકત્રામાં સારી, કરે પૈસો વસુલ—
પહેરો પહેરણ ખાદીનાં સૌ 'રહેમ' સુની સખુન
હીતની વાત હૈડે ધરવા, કરવી ઢીલ છે ભુલ—

હીંદુસ્તાનના લોકો ખરેખર ઘણા વિચીત્ર છે. જેને સાધો ને સરલ માર્ગ બતાવવા જઇએછ તેને અકારૂ ઝેર જેવું લાગેછ અને ગાડરીઆ પ્રવાહની માફક અસલ કરતા આવ્યા તેમજ દોરવાયા કરેછ. કેટલાકોને ત્યાં ખાદી વેચવા જાવું છું તે કોકુંભી નથી આપતા અને મને જોઇને ઓરડાનાં બારણા ધરાબર બંધ કરી નાંખેછ. શું એ લોકો હીન્દુસ્તાનની વફાદાર પ્રજાને લાયક છે? શું એ લોકો દેશનું કલ્યાણ કરશે? ખરેખર મને ઘણો અફસોસ થાય છે કે હીંદુસ્તાનની આવી અજ્ઞાન પ્રજા ખાદીનો કયારે પ્રચાર કરતાં શીખસે. આજે છ ટાકા ખાદીના વેચવા સારૂ લઇ ગઇ અને લગભગ છ કલાક મહોલે મહોલે રખડી ત્યારે એક ફુટ ખાદી વેચી. અને તેની ખબર કહાડતા માલમ પડયું કે લેનાર કાકાનો દશ વરસનો જુનો ડગલો ફાટી ગયલો તેને થીંગડું મારવા સારૂ ખરીદી હતી. અફસોસ હીંદુસ્તાન, તારો કયારે દી ઉઘડસે.

ખાદીની ન કદર પીછાણે,
ન આપે મોટાને માન.
દેશમાં છેતરપીંડી ચાલે,
**ખટલો—** હરખ હવે તું હીંદુસ્તાન.

**શ્રીમતી—**લેવો આય જુવો. મારા પોતાનાજ ઘેરમાં ખાદી માટે પ્રેમ નથી ત્યારે બીજાનો શું વાંક કહાડું, ખરશેદજી.

**ખટલો—**બોલોજી.

**શ્રીમતી—**તમે એવું કામ કરો છો કે મને નીચું જોવું પડે છે.

**ખટલો—**ત્યારે તો તમુને કાંઇ પડયુ ખડયુ મલતું હોસે.

**શ્રીમતી—**મુગા રહેવો. તમે આજે કેટલા કેટલા દિવસ થયા મને વાહયા કરોછ કે આજે ખાદીના કપડા પહેરસ કાલે પહેરસ તે કહાં છે? તમે મને બનાવોછ? હું બી તો ખરી કે આજે તમુને ખાદીનાં કપડાં પહેરાવું ને ૫ર પહેરાવું. (અંદર જાય છે.)

**ખટલો—**અરરર, મરી ગયો મારા બાપ. આજે એ મને જરૂર વટલાવશે. અરે એ કપડાં પહેરસ તો મારામાં ને બાપ્પા નસેસાલમાં કાંઇ ફરક રહસે નહિ; હવે કરૂં કેમ!

**શ્રીમતી—**ચાલો લેવ જોઉં જલદી આય કપડાં પહેરો.

**ખટલો—**વારૂજી અંદર જઇને બદલુંછજી.

**શ્રીમતી—**અંદર બંદર કાંઇ નહીં. બસ હમણાને હમણાંજ બદલો.

**ખટલો—**અરે પણ આય બધાના દેખતા કેમ બદલું? શ્રીમતી જરા થોભોની તો?

**શ્રીમતી—**ઉભુંબી નથી રહેવુ ને બેસવુંબી નથી બસ હમણાને હમણાજ બદલો.

**ખટલો—**અરે પણ આય બધા લોકના દેખતા કેમ બદલું?

**શ્રીમતી—**ઉભા રહેવ, હું ઘોડો મંગાવી આપુંછ. રામા રામા અહીં આવ. (આવે છે) જા અંદરથી ઘોડો લાવ.

**રામો—**ના બાઇ ઘોડો તો મુને લાત મારે.

**શ્રીમતી**—અરે મુવા પેલો લાકરાનો ઘોડો લાવ.

**રામો**—હં હં સમજેલો (સ્વગત) હું છમજેલો કે છેઠ ઘોરા પર બેછવા માંગેછ કે છું (રામો જાય છે)

**ખટલો**—જોવ શ્રીમતીજી--

**શ્રીમતી**—બસ ખબરદાર એક બોલબી નહી. (રામો ઘોડો લાવે છે) લેવ, ચાલો વેકી જાવ.

**ખટલો**—તું મરેરે પણુતી અદગાતી (ઘોરા પછવાડે જાય છે.)

**રામો**—આજે છેઠનો બાઇએ ઘાટ ઘડીઓ ખરો, વાહવા વાહવા આજે જોવાની મજાહ પડછે. (બદલો અંદરથી બદલેલાં કપડાં બહાર નાંખે છે.)

**શ્રીમતી**—લે રામા આય પરદેશી કાપડની હોલી કરી ચાય બનાવી પી જા.

**રામો**—વારૂ બાઇ છાબ, (સ્વગત) જરી પુરાણાવાલાને વેચી તીમાંથી વેલાતી વગર દુધની ચા પીવું તો છું ખોટું છે ?

**શ્રીમતી**—જેમ પથ્થરમાંથી બકાવલી નીકળી તેમ લાકડાના ઘોરામાંથી બો દેશના હમણાજ સુધરી ગયલા દેશભકત બહાર આવો. (બદલો બહાર આવે છે) ખરશેદજી ખરૂં કહુંછ કે તમો પરણીયા ત્યારે મને ગમતા હતા તેના કરતાં હમણા આય કપડામાં મને છ ઘણા વધારે ગમોછ.

**ખટલો**—તમો મને સાત ઘણા વધારે ઘાતકી લાગોછ. બચુબાઈ હું તમોને સાફ સાફ કહી દેવુંછ કે જો તમે તમારી રીતભાત નહી સુધારશો તો હું મારૂં જોઇ લેવસ.

**શ્રીમતી**—એટલે ?

**ખટલો**—એટલે હું તમોને છોડી દેવસ અને આલબલેસ બાગમાંથી ડાઇવોર્સ મેલવી મેટ્રીમોન્યલ કોર્ટમાં જઇ બીજી સાથે ગગરનું કરસ.

**શ્રીમતી**—કદીબી તમોને ડાઇવોર્સ મલશેજ નહી કારણ કે દુન્યા જાણેછ કે હું જે કાંઇ કરૂંછ તે મારા દેશના ભલાને માટેજ કરૂંછ. તમારી આવી સુકકી દાઢીથી હું કાંઇ બીહ જવાની નથી. ચાલો હું જાવુંછ ને જો એક મહીના વગર આય કપડાં બદલી નાંખ્યાંછ તો તમારી વાત તમે જાણો. ( જાય છે )

**ખટલો**—એતો સુકકો દાડીથીબી બીહતી નથી. આખરે એને એનો કકકો ખરો કીધો. આય કપડા સાથે નોકરીએ કેમ જાવું.

( મટલો આવે છે )

**મટલો**—ભુત, કોઇ આવો ! કોઇ આવો ! અરે ભુત છે ને તેબી બાબરો ભુત છે.

**ખટલો**—એને ભુત કેમ દેખાય છે? આજે જાંહ છે તાંહ મટલાએ મજબુત નાંખ્યોછ. અરે મટલા, ઓ મટલા.

**મટલો**—અરે દુર રહે, આય ભુત તો મારૂં નામબી જાણેછ. રામા રામા, જલદીથી કાતરયા પરથી તલવાર, ભાલો, ખંજર, ઢાલ, કમાન, બંદુક, તીર, તોપ લઇ આવ કે આય ભુતને હું શુત કરૂં.

**રામો**—લાયવો છાબ. આફ્ગાનીસ્તાનની લડાઇ શરૂ થી ગયલી કે કેમ ?

**ખટલો**—મટલા, તું દુખ પર દામ ના દેની. બરાબર જોની, કાંય એટલો પી મરતો હોસે કે એક હારમાર થયલા પારસીને ભુત સમજેછ !

**મટલો**—ત્યારે તમે કોણ છેવ ?

**ખટલો**—હું ખટલો છેવું.

**મટલો**—હું નહી માનું ! જોવું હાથ ઉંચો કરો, પગ ઉંચો કરો, કાન પકરો, બેસી જાવ, ઉભા થાવ, ગોલાંટ ખાવ (સ્વગત) હવે અરધી ખાતરી થાયછ કે એવન ખરશેદજી છે પણ ભુત તો મને ખાઇ જવા સારૂ જેમ કેહું તેમબી કરે. મારી વધારે ખાતરી કરવા સારૂ એની બૈરીનું નામ પુછું; તમારી બૈરીનું નામ શું ભુતજી ?

**ખટલો**—શ્રીમતી બચુબેન !

**મટલો**—(આગળ જઇને) ત્યારે તો એવણને શ્રીમતીએ ભુત બનાવેલા લાગે છે. ખટલા, હું જાણતોતો કે તું કાંઇ ભુત નથી પણ તારી સાથે દીલલગી કરવા સારૂ જરા મશકેરી કીધી.

**ખટલો**—અરે આય કાંઇ મશકરી કરવાનો વખત નથી પણ મદદ કરવાનો વખત છે.

**મટલો**—બોલની શું થયું આય ટ્રાન્સફર સીનનું કાંઇ કારણ ?

**ખટલો**—જબરજસ્તીથી મને આય લોકોની સામે ખાદીના કપડા પહેરાવ્યા. હવે શું કરૂં?

**મટલો**—ખરેખર ખટલા હવે તો હદ થઇ ગઇ. કાંઇ પ્લાન કરવો પડશે. હું પુછું તેનો જવાબ આપ; તારી બૈરી તને ચહાયછ તો ખરીની.

**ખટલો**—કાંય કોઇબી સાથે ફરતા જોઇ શું?

**મટલો**—નહીરે ખાલી પુછુંછ. બૈરાં જાતે વહેમી ને અદેખાં તો ખરાંને?

**ખટલો**—હા તેનું શું?

**મટલો**—ત્યારે તું જો કોઇ બીજી બૈરી સાથે ફરેહરે તો તારી બૈરી છાજ્યાં લે કેની?

**ખટલો**—અરે છાજ્યાં લે પુછેછ? અરે નીચેના આવાં દોસાં સાથે વાત કરૂંછ તેબી એને ગમતું નથી.

**મટલો**—કયાંથી ગમે? કારણ કે તું વાત તો આવાં દોસાં સાથે કરે પણ તારી નજર તો તેવણની જુવાન છોકરીઓ તરફ હોયછની.

**ખટલો**—ખબરદાર મટલા, તું મને શું સમજેછ!

ભલે ઢોંગી છું અજ્ઞાન છું, કમજાત છાકટ છું,
આજાદ છું, ભોલો કમજાત છું,
મવાલી નાપાક છું; સમજો કે ઉખડેલ છું,
એ સઘળું મને માફ છે,
અંતઃકરણ મારૂં ચીરી જોશો તો દયાનત મારી સાફ છે.

**મટલો**—શાબાશ ખટલા, ખરેખર ખોદાયજીનીબી ભુલ છે કે આવો તું ભલો છે છતાં હારમાર થાય છે. હવે આય હાડમારી દુર કરવા સારૂ તું કોઇ ભાડુતી બૈરી શોધી કહાડ.

**ખટલો**—ભાડુતી બૈરી શોધી કહાડ઼? કાંય? કાંઇ કારણ?

**મટલો**—કારણ કે તહારાવાલી જો તુને બીજી બૈરી સાથે ફરતા હરતા જોશે તો એકદમ અદેખી બની લાલ પીલી બની જશે ને મનમાં સમજશે કે હવે ખરશેદજીએ ધમકી આપીછ તેમ જરૂર છુટાછેડા કરશે ને મારી ખાતરી છે કે આય ખાદીના ધખારા છોડી દઇ તારૂ દરેક કહયું માનીને તુને જરૂર સુખી કરસે.

**ખટલો**—એમ તહારે તો તું કાંઇ બંદોબસ્ત કર મને તો કોઇ બૈરાં સાથે વાત કરતાં શરમ શરમ લાગેછ.

**મટલો**—(ન્યુસ આપીને) લે જો આય એમેચ્યુઅરસ નાટકવાલાના ફોટા છે તેમાંથી એક લેડી કેરેકટર સાથ દોસ્તી પાડી તેની 'સાથે ફર ને દરરોજ તેને ઘેરે લાવી પજરણુ શરૂ કર.

**ખટલો**—પણ એ લોક તો બાયલા જેવા લાગેછ ને વરી બધા લોકો કહેછ કે એ લોકો તો કલબના માલેકોને દાંતમાં ખાસડું આપેછ તો જવાદેની એ પીડામાં મને કહાં નાંખેછ; એના કરતાં ખટલા, ખરૂં કેહું કે તું જો બૈરી થાય તો આય બધા એમેચ્યુઅરો તારી આગળ શરમાઇને કરમાઇ જાય જો.

**મટલો** -કેમ ધરડેધડપણ ધેલાં કહડાવેછ કે ?

**ખટલો**--અરે નદીરે, એક દોસ્તને ખાતર એટલું નહિ કરે ? એટલું કર કે આય રોજના સંતાપમાંથી છુટી જાવું. મારૂ કામ કરસે તો હું તારા લગનનું નકકી કરસ.

**મટલો**--એમ? વારૂ ખટલા, તારે ખાતર ને મારા મનમાં છે તેને ખાતર મુછ બોડાવી બૈરૂ થવા તૈયાર છું પણ ખટલા મારી સાથે કાંઇ ધેલાંચેરા કહાડી કાંઇ ચુમી બુમી લેતો બેતો ના જો. ધેલાંચેરા allowed, kissing not allowed.

**ખટલો**--વારૂ ચાલ કીસ નહિ લેવું; કીસ લઇને વળી મહોડું ધોવા કહાં જાવું. વારૂ મટલા જરા બૈરાની માફક ચાલી તો બતાવ (મટલો ચાલે છે) કમાલ મટલા કમાલ. તાહરો લેહેકો જોઇને મારૂ બધુ દુઃખ ભુલી ગયો.

**મટલો**--દુઃખ ભુલી ગીયો ? દીકરા, જ્યારે સાડી પહેરીને આવસ ત્યારે તો બેસુદ્ધ થઇ જશે. જોયો કે આય કોમલ હાથ, જોયું કે આય હંસ જેવું બદન.

**ખટલો**—હારે હા. નાક કાં કમી છે.

**મટલો**--ત્યારે ચાલ હુશિયારી બરાબર પકડજે ને એકટીંગ એવી કરજે કે તારી બૈરી અદેખી બની પોતાના ધખારા છોડીને સુધરી જાય ને તુને બી સુખી કરે.

## ગાયન.

( રાગણી પીલુ ધનાશ્રી, તાલ ખેમટો, માત્રા ૬. )

ખટલો }
મટલો } —

દોસ્ત મ્હારા જાની, એક ફાંકડુ બૈરૂં થાની,
લેડી ઢપે ચાલવાની, સીફ્ત કરવી શ્યાની—
ફરશ પુર બહારમાં, બેસી મોટરકારમાં,
હાથ ધરસ લારમાં, પડી પ્રીતમ પ્યારમાં.—
બે દસની એક બાનુ બની, ફરશ ઘરમાં બનીઠની,
શ્રીમતી ખાસે ફાર ઘણી, જોઇ તુંને મારો ધણી —



## અંક બીજો—સીન છઠો.

( The Snare નો અંદરનો દેખાવ દીના બેશુદ્ધ પડેલી છે. નાદર દીનાની પલ્સ feel કરે છે; બેજન ને મુનીર દારૂ પીએ છે. )

**મુનીર—** રંગબેરંગી જોઇ તુજને-મોહી પડયા સૌ કોઇ,
મગજથી બે મગજ બનેછ-ફક્ત તુજને જોઇ.
દારૂ નામ તારૂ-કરેછ સૌનું તું સારૂં,
રામબાણ દવા તેને છે-જેને શાંતિ ખોહી.

**બેજન—** બેશક; જીગરમાં હીંમત લાવવાને વાસ્તે ફક્ત દારૂ છે,
ડાકેલાને ઉંઘ લાવવાને વાસ્તે ફક્ત એ દારૂ છે.
બુરો ગમ ઉતારવા ફક્ત એ દારૂ છે,
જીંદગીની ખરી મોજ હોય તો તે એ દારૂ છે

**મુનીર—** વાહ શાબાશ દોસ્ત, મલી છે ત્રગડી આપણી દુન્યા ધુજાવવાને,
જન્મ લીધોછ આપણે મોજ કરવાને.

ખાઇ પી ચમન કરો એમાંજ આપણી દુન્યા છે,
ખાધુ તે જીત્યે લાગુ બાકી સૌ મીથ્યા છે.

**નાદર**—એજન, મુનીર જરા હયાં આવો.

**એજન**—કેમ દોસ્ત ?

**નાદર**—પલ્સ હજી ચાલેછ, છતાં શુધ્ધીમાં નથી આવતી એ શું હોસે. રખેને કલોરોફોરમનો ઓવરડોઝ થઇ ગયો હોય !

**મુનીર**—ને થઇ ગયો હોય તો શું મુજાકો છે. પોરી એમની એમ પહોરી જશે. બીજું શું ! તેમાં બીહેછ શાને ! હટ બાયલા !

**નાદર**—હું બીહું ! મુનીર તું ભુલ કરેછ.

બ્હીક જેવી ચીજ દુન્યામાં કદી જાણી નથી,
મ્હારી હિંમત તેં હજી પીછાણી નથી.

**મુનીર**—ત્યારે મુગો મુગો દારૂ પીયા કરની, હુશિયાર થવાની હોસે ત્યારે થશે.

**એજન**—હા, નાદર આજે એમ ભાજીનું પાણી શું થઇ ગીયોછ; લે જરા બીજો લે કે જરા હુશિયારી આવે. (ત્રણે પીએ છે)

**મુનીર**—ચાલ દોસ્ત જરા બાજુના ઓરડામાં રેસ્ટ લે. હું બી આવુંછ. એજન હયાં બેસસે, એજન જરા એનાપર વજન રાખજે.

( બેઉ જાય છે. )

**એજન**—દુન્યાના લોક કહેછ કે જો આય ફાની જહાંનમાં થોડાબી દહાડા શાંતિમાં કહાડવા હોય તો નેકીને રસ્તે ચાલો. ઓહ હું કાંઇ માનતો નથી. આપણી મતલબ જો પાર પડતી હોય, તો ભલે બેઇમાની થતી હોય.

સાધી રીતે કામ નહિ થાય તો આડી રીત વાપરો,
લાકડુ જો હોય આડુ તો વેહ પણ આડો પાડો.
પાપ કે સવાબના વીચારથી કામ કાંઇ સરતું નથી,
કહેવત ખરી છે કે આડી આંગળી વગર ઘી નીકલતું નથી.

## ગાયન.

( રાગણી આસાવરી, તાલ ત્રીતાલ, માત્રા ૧૬. )

### ( શએર. )

આલમ છે સાગર મહા, તરે નેકી બદીના વહાણો હજાર,
નેકી ડુબે બદી તરે, છે કલજુગનો બહાર.

### સ્થાઈ.

દમ પર સુમાર રાખી કર જુઠ વેહવાર,
ઉલટ સુલટની બાજીઓ રમતાં થાશે તારો બેડો પાર.

### અંતરો.

બકરૂં જો ચડયું સપાટે, સીસામાં તેને ઉતાર,
ફંદ ફરેબથી ફસાવીને, ખીસાંનો કમ કર ભાર.—
રહી ખુદાની હસ્તી કયાં, મારે તેની તલવાર,
દયા દેવી છે મહા બુરી, રહે તું હરદમ સીતમગાર.—

( ગાયન દરમ્યાન દીના હુશયાર થાય છે. )

**દીના**—હું કહાં છેવું ? માથામાં શું થાયછ ? ઓહ હું અહીં કેમ આવી ! હેં એ આય કોણ ? ઓ બદનસીબ દીના ! હાડમારીમાં જન્મી, હાડમારીમાં જીંદગી ગુજારી, શું હાડમારીમાંજ મરવાનું તારા કીસમતમાં સરજાયલું છે ? ખેર.

લખાયું હોય જો કીસ્મતમાં મારે તે ખમવાનું છે,
ખોદાની એજ મરજી છે તો મારે બસ નમવાનું છે.
એ દુઃખમાંથી કાંઇ ભેદ હોસે એ મારે શીખવાનું છે,
ભરોસો કેમ ખોદાપર રાખવો જગતને તે બતાવવાનું છે.

**બેજન**—કેમ છોકરી તારી તબીયત કેમ છે ?

**દીના**—ઓ ભાઇ મને કહો કે હું કહાં છેઉ ને હું હયાં કેમ આવી ?

**બેજન**—હેં હેં હેં, માફ કરજોજી મારાથી તે નહીં કહેવાય !

**દીના**—અરે પણ મને હયાં કોણ લાવ્યું ?

**બેજન**—લાવે કોણ ? જેની સાથે તમે સીધી રીતે નહિ આયા ત્યારે આડી રીત વાપરવાની તમે તેને ફરજ પાડી.

**દીના**—ઓ હવે યાદ આવેછ. પેલો નાપાક મુજી નાદર—

**બેજન**—ખબરદાર છોકરી ! હોશમાં આવ, મારા દોસ્તનું અપમાન હું સાંખી શકશ નહી.

**દીના**—અરે જા જા મુવા દોજખી ?

તેબી સેતાન તુંબી સેતાન તેબી કાફર તુંબી છે,
તેબી જાહીલ તુંબી જાહીલ ખુનીને ઝનુની છે.
સેતાનના સાગેર્દ થઇ નામ મોટામાં ખપાવોછ,
શુ પડી તમારી પર તમો જરથોસ્તી કોમને એબ લગાડોછ.

**બેજન**—ખબરદાર છોકરી તારી જબાનને રોક. નહિ તો તારો ટોટો હયાંનો હયાંજ ભચડી નાંખસ.

એવી ટેં ટેં કરતી ઘણી જીભલીઓ જોઇ છે,
સામે બોલનારે પાછલથી પોતાની ભુલ જોઇ છે.
ગુપચુપ બેસી રહેજે તેમાંજ સારો સાર છે,
બાકી બોલવાથી ન કાંઇ ફાયદો મલનાર છે.

**દીના**—
ખોદાએ દીધી જબાન બોલવાને વાસ્તે,
નાસ્તિકને ઉપદેશ દેવાને વાસ્તે.
તનમાં જીવ છે ત્યાં સુધી બોલસ હું,
તમારા જેવા હીચકારાથી ન બીહવસ હું.
કદી આશા રાખતા ના કે મને કોઇ બચાવનાર નથી,
રાખનાર જો છે ખોદા તો તમો ફાવનાર નથી.

**બેજન**—છોકરી ફરીથી કેહુંછ કે જબાનને રોક !

તે સતયુગનો જમાનો ચાલી ગયો જ્યારે ખોદા મદદ કરતોતો,
ધર્મની બુમ સાંભળતાં તેની મદદે ધસતોતો.
હમણા કલજુગ ચાલેછ, ખોદાનો ખ્યાલ છોડી દે,
ન કાંઇ ફાયદો તેથી થશે રાહે ખોદાઇ છોડી દે !

**દીના**—
ભલે જીભબી મારી કપાય, પણ કપાતાંબી ખોદા બોલાસે,
જીવબી આય દેહમાંથી છુટે પણ જતાંબી ખોદા બોલાસે.

આજદીયસની દીનની બેડી છું વિચાર મારા નેક છે,
સતયુગ હોય યા કલજુગ પણ ખોદા મારો એક છે.

**બેજન**--મેટ થઇ ગઇછ, છોકરી તું ખરેખર મેટ થઇ ગઇછ.

**દીના**—હા, હું મેટ થઇ ગઇછ. મારા પર પડતા દુઃખોથી હું ખચ્ચીત મેટ થઇ ગઇછ. ઓહ તારા જીગરમાં રહેમ જેવી ચીજ હસ્તી ધરાવતી હોય તો મને હયાંથી જવા દે. આય મુજીના પંજામાંથી મને છોડાવ?

**બેજન**—જવા દેવું ? છોડવું ? નહીં કદીબી નહીં.

**દીના**—ઓહ હું નાદાન કમજોર છોકરી છેવું. મને સતાવવાથી તારા હાથમાં શું આવસે. તું જરથોસ્તી છે ને જરથોસ્તી ધર્મ ફરમાવેછ કે દુઃખીની વહારે જવું. તો શું તું તારા ધરમના ફરમાન માફક પણ નહી વરતશે.

**બેજન**—નહી કદીબી નહી.

**દીના**—પણ મને હયાં કેદ કરીને કહેવા શું માંગેછ ?

**બેજન**—તે હું કાંઇ જાણુતો નથી. હમણાં નાદર હયાં આવશે પછી તે છે ને તું, ફોડજો માથું ને કહાડજો રાતું.

**દીના**—ઓ નહિ, નહિ, ઓ ભાઇ જો હું તુંને પગે પડીને કહુંછ કે મને અહીંથી જવા દે. જો તેના બદલામાં હું તુંને એક એવી ચીજ આપસ કે તારૂ જીગર ખુશ થઇ જશે.

**બેજન**—હેં ! એવી તે શું ચીજ છે?

**દીના**—સાચ્ચા જીગરના આશીષ !

**બેજન**—છટ, આશીષ જાવું વટાવવા મલે નહિ ફુટી બદામ,
કીંમત વગરની એવી વસ્તુનું મને શું કામ.

**દીના**—નહિ ભાઇ નહિં તું ભુલ કરેછ.

ન થતા દુન્યામાં કામ આશીષથી થઇ જાય,
ખરા જીગરના આશીષ જરૂર આમીન થાય.
ઉંચ દરજ્જો દુન્યામાં એ આશીષનો કહેવાય,
અરે એ આશીષ લેવા ખુદ ખુદાબી લલચાય.

**એજન**—હોશે પણ મને તે નકામા છે.

હોય ચીજ લાખોની પણ ખપની નહીં તો શું કામની,
હોય થાલી પીરસેલી પણ ભુખ નહીં તો શું કામની.

**દીના**—અરરર, તારા જીગરમાં દયાજ નથી. અરે તારી એક બ્હેન હોતે ને તેના પર એમ દુઃખ પડયું હોતે તોજ તને ખબર પડતે, તોજ તારા જીગરમાં દયાની લાગણી વહેતે.

**એજન**—તેં કેમ જાણ્યું કે મારી બહેન નથી.

**દીના**—ત્યારે શું તારી બહેન છે ?

**એજન**—હા મારી વહાલી એક બહેન છે.

**દીના**—ત્યારે જો તારી બહેન પર કોઇ સીતમ ગુજારે તો તું શું કરે ?

**એજન**—શું કરૂં ? અરે તે નાપાક ચંડાલને એક ઘડીબી જીવતો રહેવા નહીં દેવું.

**દીના**—ઓ, જેવી વહાલી એ તારી બહેન તુંને છે તેવીજ હું બી ત્હારી બહેન છું. તો મને આય આફતથી નહિ બચાવે ?

બચાવ ઓ ભાઇ બચાવ મુજને આય સીતમથી,
છોડાવ મને પેલા કસઇના જુલમથી.
રહેવસ ઉપકારી સદા મારી વફાઇથી,
સાચ્ચી બહેન બનાવ મને તારી ભલાઇથી.

**એજન**—(બાજુ) બહેન, મારી બહેન ! શું કરૂં ? કાંઇ સુઝતું નથી. (દીનાને) ઉઠ-છોકરી—

(નાદર ને મુનીર આવે છે.)

**નાદર**—કેમ હુશિયાર થઇ ? ઠેકાણે આવી ? હેં ! એ શું ઢીંગલી ગુડીઆંનો ફારસ ચાલેછ ! એજન બાજુ થા કેમ દીના કાંઇ સમજી ?

**દીના**—શું સમજે ! સમજ પર જેની પડયો પરદો તે શું સમજે,
ભલુ કહેતાં બુરૂં લાગે, બુરાનું ભલું સમજે.

---

આટલું આટલું સમજાવ્યાથી પણ જો તે નહિ સમજે,
હવે તો ઉમેદ એજ કે તેને બસ ખોદા સમજે.

**નાદર**—જો હું તારૂં ભલું કરવા માગું છ

**દીના**—એમ ! તો તેનો એકજ રસ્તો છે.

**નાદર**—હોય તો ખુશીથી બોલી દેવો.

**દીના**—મારો પીછો છોડી દેવો.

**નાદર**—નહિ, સૌ આપસ એ બોલ બોલવાની "ના"
દુન્યા છોડું પણ તુંને છોડવાની "ના"

**દીના**—શાને વાસ્તે, બોલો બોલો !
જો આય ખાલ પસંદ હોય તો ખેંચી હમણાં ખાલ આપું,
આંખો પર હોય નજર તો આંખો હમણાં કહાડી આપું.
ઝુલફાં પર હોય દીલ તો હમણાં તે કાપી કહાડું,
બલાસર લે હમણાંજ માંથાથી છુટા કરૂં.
અસમત મારી નહિ એ અનામત પરાઇ છે,
એ પારકી ચીજ આપવાની ધરમમાં મનાઇ છે.

**નાદર**— દુન્યામાં તારા જેવી કોઇ બી હઠીલી હોશે નહી,
અંજામનો બી ખોફ શું તું રાખસે નહી.
જીદ પકડી બેઠીછ ફકત એક "નહિ નહી"
કયાં સુધી સમજ્યા કરસ તારૂં "નહિ નહી."

**દીના**— જ્યાંતક આસમાનને પહોંચે જમીન નહી,
વાદલ ઉપરથી નીચે આવે નહી.
ખુદાની ખુદાઇ ભુલાઇ જાય નહી,
ત્યાં સુધી મારે મોને સમજશે "નહી નહી"

**નાદર**— સુખવાસી આય દુન્યા તુંને ગમતી નથી,
હજાર રીતે સમજાવી તું સમજતી નથી.
આય તે તલ છે જેમાં તેલ નથી,
મારી આગલ "ના" બચ્ચાનો ખેલ નથી.

**દીના**— ખાક થયા સૌ જેણે મગરૂરી કીધી,
માટીમાં મલી ગયા કફની ઓઢી.

न तेनुं नाम—न ते जात रही,
न तेनी चाल—न तो ओलाद रही;
न ते आंख—न तो वात रही,
न ते दीन रहयो—न ते रात रही.

**નાદર**—ત્યારે જવાબ.

**દીના**—આપ્યો તેજ.

**નાદર**—જો તું તારા સુખને ઠોકરે મારેછ?

**દીના**—ભલે આય દુન્યાના સુખને ઠોકરે મારૂંછ, પણ પેલી દુન્યાના નહી—

**નાદર**—એક સેતાનને તું છેડેછ?

**દીના**—ખોદાને નહી.

**નાદર**—મારી તાકાતનો તુંને ખ્યાલ નથી.

**દીના**—તાકાત કાંઇ પેલી દુન્યામાં સાથે નહી આવશે,
મોત આયું કે બાંધેલા હાથે જશે.

**નાદર**— ઓહ! મોતનો ડર કે દોજખની મને દાજ નથી;
**દીના** – તો યાદ રાખ કે ખોદાની લાકડીનો બી અવાજ નથી!

**નાદર**—ખોદા? પાછો તારો ખોદા!
દુન્યામાં ખોદા જેવી ચીજ નથી,
ખોદાની તો આય દુન્યામાં હસ્તી નથી.
મારા સમજાવવાથી તુંને દયા આવતી નથી,
જોર જબરી વગર તું સમજવાની નથી.

(બેજન વચ્ચે પડી નાદરને ભોંય પર પછાડે છે.)

**બેજન**—ખબરદાર!

**નાદર**—હેં? એ શું?

**દીના**—એ એ ખોદાની કુદરત?
ખુદા નિરદોષોથી દુર રહેતો નથી,
ખોદા બોલીને સજા કરતો નથી.
જોઇ લે તારા દોસ્તની વફાઇ જોઇ લે,
જોઇ લે જોઇલે મારા ખોદાની ખુદાઇ જોઇલે.

**બેજન—** દુર રહેજે નાદર તારૂં કાંઇ ચાલનાર નથી,
બહુ સાંખ્યુંછ મેં હવે સાંખનાર નથી.

**નાદર**—બેજન, બેજન. મારો દોસ્ત થઇને મારીજ સામે થાયછ.

**બેજન**—બેશક,
કહ્યો ભાઇ મને તો બહેન મારી બનાવસ,
આંગલી બતાવસે કોઇ તો આંગલી કાપી નાખસ.

**નાદર**—યાદ રાખજે બેજન !
ઓરત નામે બેવફા--નથી કોઇની થનારી !
આજે એક બગલમાં--કાલે બીજે જવાની !

**બેજન**—વિચાર ! નાદર વિચાર ?
છે તારી માયબી ઓરત ને તુંજ બહેનબી ઓરત !
વિચારી આપજે જવાબ, શું નથી તેઓની હોરમત ?

**નાદર**—ઓહ તેમાં શું !
ખુદાએ બનાવ્યા સૌ કાગડા કાલા,
વફાદારી નહિ બૈરામાં ભલે હોય બહેન કે બાલા.
બેજન સમજી જા એમાંથી સારો સાર નહીં નીકલસે.

**બેજન**—તો તુંબી યાદ રાખજે કે પાણી ડહોળ્યાથી માખણ નહી નીકલસે.

**નાદર**—હું મારૂં ધાર્યું કરસ ને તું નજરે જોશે.

**બેજન**—ધાર્યું તે કીરતારનું થશે ને તું પસતાઇ રહસે.

**નાદર**—બેજન, બેજન ! ઓ હીચકારા, મરદના નામને એબ લગાડનાર કંગાલ, હજુબી કેહુંછ કે મારા રસ્તામાંથી બાજુ થા. નહીં તો તેનો જવાબ તારા જીવથી આપવો પડશે.

**બેજન**—આહ ! તેમાં શું ?
આખી જીંદગી પસાર કીધીછ ફકત લુચ્ચાઇમાં,
એક પણ સારૂં કામ કીધું નથી સરાએ ફાનીમાં,
જીંદગીની સાંજે એક કામ એવું કરૂં,
કે હીંમતથી ખોદા આગલ જઇ ઉભો રહેવું.
નથી મુજને ફીકર મારા જીવને ખાતર,
કુરબાન મારી જીંદગી મારી બહેનને ખાતર.

**નાદર**—એમ છે તો લે (છરી મારે છે એજન મરી જાય છે.) હું ! એ શું થઇ ગયું ! જો, જો, આ હુજતી છોકરી ?

ખોઇ જીંદગી એને તારે ખાતર,
બરબાદ હું બી થયો તારે ખાતર.
મારા પંજામાંથી તું કદી બચનાર નથી,
નાદરની સામે થઇ કોઇ ફાવનાર નથી.

**જાફરઅલી રૂસ્તમ ને બે માણસો** } (રીવોલવર સાથે ધસી આવે છે) ખબરદાર ?

**રૂસ્તમ**—જો જીવ વહાલો હોય તો તાબે થા ?

**નાદર**—નાદાન છોકરા, નાદરને ઓલખવાને વાસ્તે તું હજી બચ્ચું છે. મુનીર—

(નાદર મુનીરને ઇશારત કરે છે મુનીર એક ચાંપ દાબે છે. તે સાથે ધુમાડા સાથનો ભડકો આખા ઓરડામાં પથરાય છે. જાફરઅલી, રૂસ્તમ અને દીના બેશુદ્ધ થઇ પડે છે. નાદર તથા મુનીર બોને પાટા બાંધી સીડીપર ચઢી બારી વાટે નાશી જાય છે. સીન–ટ્રાન્સફર દરીઓ. નાદર તથા મુનીર બોટમાં બેસીને નાશી જતા દેખાય છે.)

ટેબલો.



# અંક ત્રીજો.



## સીન પહેલો.

---

**નાદર**—એક વખત માથે ધરતી લઇ ફરનારો હું આજે એક નાદાન છોકરીને ખાતર તબાહ થયોછ. કોણે ધારેલું કે ભલભલાને મહાત કરનાર હું એક નીરાધાર છોકરીથી આજેજ થવસ. પેલા નાપાક દુકતાને, ને પેલા જાફરઅલીને હાથતાલી આપી અહીં છુપી રીતે ભરાઇ તો રહેલો છું, પણ તે કાંઇ સલામત નહી કહેવાય. પોલીસ ભુખ્યા વરૂની માફક મારી પુંઠે લાગી હોસે ને જે વખત જાયછ તેમાં ઓહ-ખરેખર 'નાદાનકી દોસ્તી ઓર જીવકા જાન' તેમ એક નાદાન છોકરાની સાથે હમશરીક થવાનો નતીજો મેં જોઇ લીધો. ખુન, ખુન. આય હાથો પર ખુન છે. પણ મને હજી વધુ લોહી જોઇએછ. પેલા નાપાક દુકતા રૂસ્તમને ઠેકાણે પાડું. ઓહ બસ એકજ વખત એ મને મલે. ફકત એટલોજ મારો અરમાન પુરો પડે. એ નાપાક જો વચ્ચે નહિ આયો હોતે તો આજે મારી આય હાલત નહી થતે. બસ હવે એ તે એજ. બસ મારૂં કે મરૂં.

**મુનીર**—(આંધળા ભીખારીના વેશે ગાતો આવે છે.)

આજીઝ હો યા ફકીર હો—પર તંદરોસ્ત હો.
બેઝર હો યા અમીર હો—પર તંદરોસ્ત હો.
કયદી હો યા અસીર હો—પર તંદરોસ્ત હો.
મુફલીશ હો યા ફકીર હો—પર તંદરોસ્ત હો.
જીતને સુખન હુએ સબમેહી હયે સુખન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઓર તંદુરસ્ત.

**નાદર**—હવે બસની બહુ થયું. સબસે બાંકી કુછ સીપાહસે બી બાંકી? બોલ દીકરા મુનીર, મારા સાચ્ચા વફાદાર દોસ્ત, બોલ તું શું ખબર લાવ્યોછ?

**મુનીર**—સનાનના સમાચાર છે.

**નાદર**—હું એટલે ?

**મુનીર**—એટલે એમ કે—

હરઆન હંસી હરઆન ખુશી હર વકત અમીરી હએ બાબા,
જબ આશક મસ્ત ફકીર હુએ ફેર કયા દીલગીરી હએ બાબા.

**નાદર**—બસ બસ મુનીર એ ફીતુર રહેવા દે ને સીધી શીધી રીતે મને સમજાવ કે કાંઇ નવો રસ્તો સુઝે પડે.

**મુનીર**—નાદર શેઠ અખારા કરો. હવે હયાં નવા રસ્તા છેજ નહી.

**નાદર**—હું એટલે !

**મુનીર**—એટલે એમ કે હયાં હમણાં ઘણી ગરમી પડે છે. આપણી તબીયત હયાં ઠીક રહેતી નથી તેથી થોડો વખત આપણે હવા ચેન્જને સારૂ બહાર જવુંજ જોઇએ.

**નાદર**—મુનીર, ખચ્ચીત તું ઇનશાન નહી પણ શયતાન છે. આવી જીવ સટોસટની ઘડીએ બી તુંને ઠઠ્ઠા સુઝેછ ? બોલ હવે જરા ખોદાને ખાતર મને સમજાવ કે તું શું કરી આયોછ ?

**મુનીર**—જોવ, આય આંધળા ફકીરના વેશમાં જઇને પકકી ખબર લાયોછ. રૂસ્તમ ને જાફરઅલી પેલી છોકરીની સાથે હમણાં પોતાના બંગલામાં છે. પેલી છોકરીને હજી પેલી ગેસની અસર ચાલુ છે. પણ નખ્ખોદ જાય પેલા જાફરઅલીનું તે નખ્ખોદ ગીયો તો દેવ જેવો છે.

**નાદર**—પણ એ લોકની કાંઇ વાત સાંભલી.

**મુનીર**—બેશક. બગીચામાં એક મોટું ઝાડ છે તેની મદદથી બહારની દિવાલના નલ પર થઇને પહેલે માલની બારી સુધી જઇને સાંભળ્યું છ.

**નાદર**—બોલ બોલ મુનીર શું સાંભલ્યું ?

**મુનીર**—પેલા ચંડાલ જાફરઅલીએ પોલીસમાં બેજનના ખુનને વાસ્તે ખબર આપીછ તે ઉપરાંત તમારી ને મારી પુઠે શીકારી કુતરાની કાની પોલીશને છોડી મુકેલી છે.

**નાદર**—અરે પણ ત્યારે હવે ?

**મુનીર**—હવે ?

તનસુખા કુબડી પીઠ હુઇ, ઘોડેપે જીન ધરો બાબા,
અબ મહોત નકારા બાજ ચુકા ચલનેકી ફીક્ર કરો બાબા.

**નાદર**--મુનીર જરા ભેજુ ઠેકાણે રાખ. ખુદાને ખાતર જરા ગંભીર બન. એક એક મીનીટ સુન્નાને મુલની છે.

**મુનીર**- નાદર શેઠ ગંભીર બનવાથી શું મુશકેલી ટળી જાયછ? એક કામ કીધું ને પછી તેના અંજામને વાસ્તે ધાસ્તી રાખોછ? મેં તમારાથી એવી આશા નહિ રાખી હતી.

**નાદર**--મુનીર તારી જબાન રોક. મેં જેબી કાંઇ કીધુંછ તેના અંજામને વાસ્તે હુ તદન તૈયાર છેવું. તું શું મને હીચકારો સમજેછ. બસ, બોલ મુનીર, તું શું શું કરી આયો તે બોલ કે કાંઇ ઉપાય સુજ પડે.

**મુનીર**--ઉપાય હવે એક બી નથી. ચોતરફથી આપણે ઘેરાયલા છીએ. દુમ દબાવીને નાશવા સીવાય હવે કાંઇજ ઉપાય નથી.

**નાદર**—પણ મારા ઘેર આગલ જઇ આયો?

**મુનીર**--હા, ત્યાં પણ સખત જાપતો છે. બસ વેશ બદલીને આય શહેર મુકીને નહાસ્યા સીવાય હવે કાંઇજ ઉપાય નથી. વળી આય જગા પણ આપણે ધારયેછ તેટલી સલામત નથી. શીકારી કુતરાઓ પુંઠે લાગી ચુકેલા છે.

**નાદર**--ત્યારે શું હમણાજ અતરેથી જઇએ?

**મુનીર**--કેમ જઇ શકશો! તમારી પાસે કાંઇ રોકડ અવેજ છે?

**નાદર**—નહી બીલકુલ નહી. જો ફકત મારે ઘેર જાવું તો--

**મુનીર**--તે બનવું તદન મુશકેલ છે. ત્યાં ગયા તો પાછા ફરવાનો એકબી ચાન્સ નથી.

**નાદર**--ત્યારે હવે?

**મુનીર**--તમારી પાસે એક બી ઉપાય નથી?

**નાદર**—નહિ હું કબુલ કરૂંછ કે એક બી નહી.

**મુનીર**--ત્યારે બોલો હું કેહું તેમ કરવા તઇયાર છેવ.

**નાદર**--બોલ બોલ મુનીર, મારૂં ભેજુ મુદલ ચાલતું નથી. તું જેમ કહેશે તેમ ચાલસ.

**મુનીર**--જોવો શેઠ હમણા હું રૂસ્તમ શેઠના ચેનચાલા જોઇ આયો ત્યારે એવણના ઓરડામાં એક મોટી તીજોરી જોઇછ ! જો વિચાર થતો હોય તો હમણાજ તે તીજોરીની ખબર લઇએ ને જેટલું મલે તેટલું લઇને રાતોરાત કેડે દુર દેશાવર નહાસી જઇએ.

**નાદર**—શું એ બનવાજોગ છે ?

**મુનીર**- તદન, કચકાંઇ તીજોરીના ટૅાપ ફોડી નાંખ્યા તો આય શું બીસાદમાં છે.

**નાદર**--પણ ત્યાં કોઇ પોલીશ ?

**મુનીર**—એના બંગલા પર નહી મલસે. વરી જો રૂસ્તમ મલી ગયો તો !

**નાદર**--હા તો—તો—શું !

**મુનીર**--આપરો હાથ દેખાડશું. જતાં જતાં એવું કરી જશું કે હમેશનો આપણુને યાદ કરે.

**નાદર**--હા આય તાલ ઠીક છે. મારૂં હવે ગમે તે થાય પણ તે પહેલાં આય નાપાક છોકરાને મારો હાથ બતાવવા માગુંછ.

અંગાર સાથ ચેડાં કહાડવા તો ધુમાડાથી ધ્રુજવું શું,
હવેલી તોડી નાખી પછી ઈંટથી હઠવું શું.
ખુન કરી લોહી રેડયું હવે ચોરાથી ડરવું શું,
ખાંડન્યામાં માથું નાંખ્યું હવે ધપકારાથી બીહવું શું.

**મુનીર**--ચાલો શેઠ ત્યારે હમણાંજ એ શુભ કામ પર મંડી જઇએ.

હીમત જીગરમાં ધરી ધસી જઇએ,
તીજોરીનું ટોપ બી ફોડી નાખ્યે.
અગર જો સામે થનાર કોઇ મલ્યો,
તો મુંડી ધરીને છુંડી નાખ્યે.

દાવ હજી આપણા હાથમાં છે આપણું શું જનાર છે,
પાસા તકદીરના નાંખી તો જોઇએ હાર કે પોબાર છે.

**નાદર**--હા, હા દોસ્ત ચાલ.

તીજોરી કે ખજાનાની હવે મને દરકાર નથી,
જીંદગીમાં મજાહ હવે કાંઇ રહી નથી.

અરમાન બસ એકજ કરતમને જીવથી મારૂં;
જીંદગી મારી થઇ બરબાદ જીંદગીથી હવે એને ઉખેરૂ.

ગાયન.

(Boulenger March.)

**નાદર ને મુનીર—**

ધરતીને ધ્રુજાવી દઉં, ફરતીને થોભાવી દઉં,
કીસ્મત પાસા નાખી દઉં, ખુનરેજી ચલાવી દઉં;
કોઈ જબરાને હઠાવી દઉં, કોઇ ઉસ્તાદને ફસાવી દઉં,
કંઇ હીકમત ખીદમત સીફતથી સૌને રમાડી દઉં.

કોરસ.

ભરાયા હોય દીવસ કોઇના, હામ ભીડે સહેજ કામમાં દખલ કરવા,
લખાયા હોય લેખ બુરા, સપડાય લોખંડી પંજામાં જરૂર મરવા.



## અંક ત્રીજો—સીન બીજો.

ગાયન.

(રાગ પીલુ ઝીલ્લા, તાલ કેરવો, માત્રા ૪.)

**રામો—** છેઠ ને છેઠાનીના ઝઘડારે જુવો,
સહેજ ઓછું પડતાં કહે ધણીને મુવો.

અંતરો.

જબરા જબરીનો કીધો છે ઘરમાં સોડો,
રાત દીવસ ખાદીનો નીકળે વરઘોડો;
વેલાયતી કાપડના ધંધાને તોડો.
છેઠ મારો રાંક છે ને આરો ભોળો,
બેવરાનો ધ્રુપેથી ટાંકે ટકોરો;
બંદાને બી પાય કોઇ દીન પાસેરો.

ખોટું છદંતર ખોટું. આ છાપાવાલા છાપે કે છુર્યગરણ બેછપતવારે દેખાય છે ને છુકરવારે નીહ, ઇફ્રાંથી દેખાય છે ને તીફ્રાથી નીહ. એ છંધુ ખોટુ. કારણ મારા છેઠના ઘેરમાં તો દરરોજ ગરણ દેખાયછ તીયારે ખરૂં કોણ ને ખોટુ કોણ. મારી અકકલ પ્રમાણે મને લાગે કે એ ગરણ મહી ફરક છે. ઓલુ જે થોડો વખત દેખાયછ તે છુર્યગરણ ને મારા ઘરમાં હમેશ દેખાયછ તે ખાદી ગરણ. જે હોય તે પણ મારા છેઠનો એ ગરણથી કચડઘાણ નીકલી જાયછ તીનું છું ? મને લાગેછ કે આ કંટાલાથી છેઠ છેરાઇને છાદુ બની ફીફ્રાં જંગલમાં નાછી જસે ની તો કાખમાં લાકડુ ખોછી આપઘાત કરશે. ને શેઠ જો આપઘાત કરછે તો મારેબી નાછભાગ કરવી પડછે. કારણ કે બાઇ તો મુનેબી ખાદી પહેડાવી ભુત બનાવવા માગેછ. છેઠ તો દરરોજ વાતો કરે કે એમ કરૂ ને તીમ કરૂ. નાછી જવા, બીજી બઇરી લાવા, પણ બસારાનું કાંઇ વલતું નથી. અરે છામેથી એજ ખાદી ગરણ આવેછ; કમબખ્તી !

(શ્રીમતી આવે છે.)

**શ્રીમતી**—રામા લે આય અને આજથી આય ટોપી પહેરી હીન્દ માતાનો સાચ્ચો સપુત થઇ જા. જેટલી એક રાજાને તાજ પહેરવાથી મગરૂરી ઉપજેછ તેટલીજ હીન્દના સાચ્ચા સેવકને ખાદીની ટોપી વહાલી હોવી જોઇએ.

**રામો**—બાઇ ઇમાં મને કાંઇ છમજણ પડતી નથી.

**શ્રીમતી**—ખરી વાત છે. તુંને સમજણ કયાંથી પડે. આય બધી કેળવણીની અછતની મહોકાણ છે. જો ખરી કેલવણી હીન્દીઓને આપવામાં આવતી હોય તો હું હીંમતથી કહુંછ કે હિન્દુસ્તાન બીજા દેશોની માફક આગલ વધી જતે. રામા હું તુંને ખરી કેલવણી શું છે, ખરૂં ને ખોટું શું છે તે મારી શકતી પ્રમાણે આસ્તે આસ્તે સમજાવીશ. અને ટુંક વખતમાં તુંને એક સાચો હીન્દી બનાવીસ.

---

**રામો**—(સ્વગત) બાઇ મુને વટલાવી નાખવા માગે કે શું? (શ્રીમતીને) બાઇ હમારી લાલ્યાની જાત છારી; મને હીન્દી બનવું નથી ને છીખવું બી નથી.

**શ્રીમતી**—અરરર, બીચારાને સમજવાની શકતીબી નથી. કાંઇ નહિ કાંઇ નહી આસ્તે ધીરે હું એને સમજાવસ.

**રામો**—તમે મુને ગમે એટલું છમજાવો પણ હું હીન્દી નીહ થવાનો; હું લાલ્યોજ રહેવાનો. બાઇ તમે મુને જો વટલાવાની તજવીજ કરછો તો હું નોકરી છોડી ગામ ચાલી જવસ ને ત્યાં ખેતી કરસ.

**શ્રીમતી**—અરે નહિરે તેમએમ કાંઇ કરતો ના. હમણાં ખેડુતો પણ મહા દુખમાં છે મહેસુલની આંકણીથી ગરીબ ખેડુત વર્ગનો મરો થઇ ચાલ્યો છે. સોનાના ચલન વગર હીન્દના હુંડીયામણ ઉપર જબરી અસર થવાથી તેમજ અઢાર શીલીંગના રેશીઓથી હીન્દનો પૈસો પરદેશ ઘસડાઇ જાય છે.

**રામો**—(સ્વગત) પૈછો ગભરાઇને મારા ગામમાં જતો હોતે તો કેવું છારૂ કે ગામમાં હેનબંધ પીહા ખોલાવતે. (શ્રીમતીને) બાઇ આપણે એ પઇછો અટકાવી નીહ શકયે?

**શ્રીમતી**—અલબત અટકાવી શકાય; નહિ કેમ? તેનો એકજ રસ્તો છે. ને તે ખાદી છે. બસ રામક્ષા ખાદી, ખાદી, ને ખાદી. ખાદી પહેરો તો આપણે સ્વતંત્ર થઇ જશું.

**રામો**—બાઇ વરી પાછી વટલાવાની વાત કરે.

**શ્રીમતી**—(ચીડાઇને) મુવા તને વટલાવા કોણ માગેછ. હું તો એમ કહુંછ કે આપણને સ્વરાજ મલી જશે.

**રામો**—બાઇ તીવારે આપણાથી છુટથી દારૂ પી શકાય કે નીહ?

**શ્રીમતી**—મુવો તો દારૂમાંજ મરી રહયોછ. તુંને ના કહયુંને કે દારૂનું નામ મારી આગળ નહીં લેવાનું?

**રામો**—વારૂ તમારી આગળ ની બોલા પણ બોલવાનું હોછે તો છેઠ આગલ બોલા.

**શ્રીમતી**—ચાલ જા, હવે રાંધણીમાં. હું હમણાં નીચે આવાં દોસાં આગલ જઇને બોય આવી.

( બેઉ જાયછે ખટલો ને માણેક (મટલો) દાખલ થાય છે.)

**માણેક**—અરે આસ્તે ચાલી મરની; મારા પગમાં પગ ભેરવાય ને તું તો જાણે મારી સાથે નાતરૂ કરવાનો હોય તેમ દોરદોર કરેછ.

**ખટલો**—બેશક; મારો હરખ માતો સમાતો નથી. મટલા ખરૂં કહુંછ કે હમણા કોઇ જાદુગર આવીને તુને ખરૂ બૈરૂ બનાવી દે તો કોઇબી જોખમે તારી સાથે નાતરૂ કરી જાવું ઉફ.

શું તારો બાંધો—જાણે પાણીનો હાંડો,
શું તારો સ્કાર—જાણે પાણીનું અચાર.
શું તારી ચાલ—જાણે તડબુચની છાલ,
શું તારી પેશાની—જાણે ગોલવડની રાણી.

**માણેક**—જો એ બદલા ઘણા ઘેલાચેરાં કહાડસે કેની તો આય બાલની વીગજ છુટી મારસજો. પેલીને બોલાવીને વધુ કહી દેવું કે? શ્રીમતી—

**ખટલો**—અરે અરે મટલા એમ હોય, એતો જરા આપરા પ્લોટને મકકમ બનાવવા સારૂ મારા દીલમાં ઝનુન લાવુંછ.

**માણેક**—જનુન લાવવું હોય તો કકરાવીને ત્રણ ચાર પેગ રમ પી ને પીવરાવ. એમ ખેંચતાણ કરસે તે કાંઇ વલવાનું નથી. ચાલ હવે એવી એકટીંગ કરી બતાવ કે પેલી ખરેખરી અદેખી બની તુંને નમી જાય.

**ખટલો**—એકટીંગ કરૂં? લે જો. (વાંકો વલેછ)

**માણેક**—એ શું શેઝદો કરેછ કે લવ કરેછ? અરે તું મરેરે લવનો કરતો. સીનેમાબી જોયાછ કે નહી. કોઇ એમેચ્યુઅરનો નાટકબી જોયોછ કે તેબી નહિ.

**ખટલો**—મફત પાસ મલેછ ત્યારે જાવુંછ.

**માણેક**—ત્યારે તેથીજ લવ કરતાં નથી આવડતું. જો હું કેમ કરૂંછ તે જો ને પછી રીપીટ કર.

(માણેક એકટીંગ કરેછ-ખટલો રીપીટ કરેછ)

શાબાશ શીખ્યો ખરો. હવે કાંઇ વેલાતની સ્ટેજ પર બીરબોમ

ટ્રી એક્ટ કરતો હોય તેમ લાગેછ ખરો. ચાલો હવે ખેલ શરૂ કરો.

**ખટલો**—પણ ઓડયન્સ નથી તે ?

**માણેક**—ખંખાર માર. નહીતો કાંઇ અવાજ કર કે ઓડયન્સ તરીકે રામો નહિ તો શ્રીમતી ટીકીટ વગર અને લાકડી સાથે જરૂર આવશે. ચાલ Pose લે જોવું.

(ખટલો pose લઇને ખંખાર મારે છે.)

અરે આસ્તે ખંખાર મારની; બધી થુક ઉડેછની; ચાલ હવે મોટેથી અવાજ કર. (ખટલો અવાજ કરેછ ) કોઇ આવે છે. Steady.

**રામો**—(અંદરથી) એ કોણ છે રે. (બહાર આવીને જોય છે) હાત તારીની આય છું ! એ તો ગરણ બદલાઇને છીનેમેટોગરાફ થી ગીયેલો; આખરે છેઠ કંટાલીને નવી બાયડી લાઇવો ખરો.

**માણેક**—એમજ ઉભો રહેજે. તારો રામો મને બૈરી સમજેછ. ત્યારે તારી બૈરીબી મને બૈરૂંજ સમજસે ને ખેલ પાસ થશે.

**ખટલો**—કીસ કરૂં ? ખેલ ડબલ પાસ થશે.

**માણેક**—(છેરઇને) પાસરામાં મુકકી મારસની તો આંતરડાજ બહાર ખેંચી કહારસ જો.

**રામો**—છછરીના વાતમાં એવા મશગુલ થી ગીયેલા કે મને જોતાબી ની મરે; લાવ છીરપતરીને બોલાવું કે એનું ભાછન છરૂ કરે ને રંગ આવે.

( જાય છે )

**માણેક**—રામો પેલીને બોલાવવા ગયોછ. હવે બરાબર એકટીંગ કરજે ને ધ્રુજતો બુજતો ના; Steady, સીગનલ પડીછ.

( શ્રીમતી ને રામો આવે છે)

**શ્રીમતી**—ઓ ખોદા એ આય હું શું જોવુંછ ? ખરશેદજી ઓ ખરશેદજી, (ખટલો જવાબ આપતો નથી) ઓ ખોદા આય હું કેમ સાંખી શકું. સમજોછ કે ખરશેદજી. ( છાપટ મારે છે; બેઉ ચોંકે છે ) એ આય શું ?

**રામો**—એ નાટક.

**શ્રીમતી**—અરે સમજોછ કે આય મુઇ ચોટલાબરી કોણ મુઇછ ?

**ખટલો**—ખબરદાર મારી સ્વીટીને ઇનસલ્ટ કીધુંછ તો.

**રામો**—છાબાછ બરાબર છે. હવે કાંઇ રંગ આવતો છે.

**શ્રીમતી**—અરે પણ તમારી ડાગલી તો નથી ચસકી ગઇ?

**ખટલો**—જરાકબી નહી. તમારા પખારાઓથી કંટાલી તમોને તલાક આપી ને આય મારી ડારલીંગ સાથે જોડાવવાનો છેવું.

(માણેકનો હાથ બગલમાં પકડી ચાલે છે)

**માણેક**—વેલ ડીયર કેલી. તમે જરાકબી ના ઉસ્કેરાવ મારો જીવ બધો બરી જાયછ.

**શ્રીમતી**—ડીયર કેલી! એક સ્વદેશી માણસનું પરદેશી નામ. ઓ ખોદા, આય કેવું બુરૂં કામ? કાંહ જાવોછ? જરા મારૂં સમજો.

**રામો**—હવે એ છમજે છાનો!

**ખટલો**—ઘણો આગલ ના જતો. ઘણું ક્રોહી ગીયુંછ તે કાંઇ છુટું મારશે.

**માણેક**—કાંઇ નહી જીલી લઇશુ.

**શ્રીમતી**—ખરશેદજી તમે એમજ ધારતા હોવ કે તમે આય બૈરીને પરણીને સુખીજ થશો તો હું તમારૂં ઘેર આજેજ ને હમણાજ છોડી જાવુંછું; પણ યાદ રાખજો કે તમે દેશના ગુનેહગાર થયાછ, એટલુંજ નહિ પણ ખુદાના બી ગુનેહગાર ઠર્યાછ. ચાલો સાહેબજી હું જાવુંછ. (જાય છે)

**ખટલો**—અરરર, આય તો બકરૂં કહાડતાં ઉંટ પેસી ગીયું.

**મટલો**—Yes, for dismissing goat, camel entered without permission.

**રામો**—ચાલો પીડા પતી. હવે જરા શેઠની બાટલીમાંથી થોડો થોડો નાંખવાનો મલછે.

**ખટલો**—મટલા, હવે શું કરૂં મને એના વગર ખાવાપીવાબી નહી ગમસે જો.

**મટલો**—બીહ ના હું મજબુત દારૂ નખાવસ એટલે ખાવાપીવા સૌ ગમશે. અરે જવાની છે કાંહ? તું એક બે દહારા થોભી જા; એ ડોકરાઇને પાછી આવશે.

**રામો**—હા, દરીયામાંના ખારા પાણીએ મોઢું ધોઇને વાટ જોજો-

**ખટલો**—અરે એના વગર મને સોવાસે કેમ!

**મટલો**—સવારથી દારૂ પીવાનો શરૂ કરશું.

**રામો**—હા હા, એ છારી વાત છે.

**મટલો**—ચાલ હવે ચીબો ના થા, હું જોની ૩૫ વરસ થયા બૈરી વગર રહયોછની? મને તો કાંઇ યાદ નહી આવતું.

**ગાયન.**

( રાગણી સોહેણી, તાલ લાવણી, માત્રા ૮. )

**ખટલો**—
ચાલી ગઇ ચાલી ગઈ
બૈરી મારી ચાલી ગઈ—
ભેજાનું રે દહી કરી
ગઈ હાથ તાલી દઇ—

**અંતરો**

મટલાએ ઉપાય દીધો
વીસ્કી બાટલી પીચી જઇ—
જીગરે જખમ કીધો
બૈરીને નસાડી દઇ—



## અંક ત્રીજો—સીન ત્રીજો.

---

( રૂસ્તમનો બેડ રૂમ, રૂસ્તમ સોફાપર સુતેલો છે. બાજુમાં લેડી ખરેઘાટ બેઠેલાં છે; દીના ધોલ્યાપર સુતેલી છે. તહેમી બેઠેલી છે જાફરઅલી તેમજ બદલો બેઠેલા છે.)

**તહેમી**—
રૂઠયુંછ આજે તકદીર—આફત લાયુંછ હમપર,
ચઢી આવીછ કાલી વાદલી—સુખવાસી આય ઘરપર.

**લેડી ખરેઘાટ**—વહોરી લીધીછ આય આપ્દત—ફકત એક હુજજત ખાતર,
દુઃખ માંગી લીધુંછ—ફકત એક નીરાધાર ખાતર.

**રૂસ્તમ**—ખબરદાર માયજી, એક બોલબી વધુ ના બોલતા! એ છોકરીને ખાતર એક બી આડો સખુન હું સાંભલી શકસ નહિ.

**તહેમી**—રૂસી, રૂસ. જો ના ઉશકેરા ચાલ જરા સુઇ જા-

**રૂસ્તમ**— શું ખાક સુવું-મારા મનને શાંતિ નથી,
જે આંખ્યોમાં ઉંઘ હતી-તે આંખો આજે રહી નથી.

**લેડી ખરેઘાટ**—ઉલટયુંછ તકદીર મારૂં-તાબેદાર દીકરો રહયો નથી,
જે આંખોમાં મુરવત હતી-તે આંખો આજે રહી નથી.

**રૂસ્તમ**—માયજી, માયજી, શું તમો હાથે કરીને મારામારીજ કરવા માંગોછ. અરે હું તમારો તાબેદાર દીકરો છેવું. તમારા કદમો પરથી મારો જાનબી પરકી નાંખસ. બસ એકજ વાતમાં મારી મરજી રાખો. મારી દીનુને......

**લેડી ખરેઘાટ**—હાય !

**દીનું**—(ચોંકી ઉઠીને) ઓહ! આય શું! પેલો રહયો! ડોલા કહાડીને મને બીહવડાવેછ. દુર કરો-એને મારી આગલથી દુર કરો.

**રૂસ્તમ**—દીનું, મારી વ્હાલી દીનું.

**દીનું**—હેં, નહિ નહિ. હું મરી જવસ તોબી તારી સાથે નહિ આવસ. ઓ ખોદા, એને છરી કહાડી. કોઇ બચાવો, બચાવો.

**જાફરઅલી**—ગરીબ બીચારી છોકરી આપ્તોથી ઘેરાઇ ભાન ભુલી ગઇછ.

**રૂસ્તમ**—તહેમી, કવીક, જરા ડોકટરને ફોન કર.

(તહેમી ફોનપર જાય છે, દીનું ડચકા ખાઇ રડે છે. રૂસ્તમ ધસડાઇ પડેછે.)

**દીનું**—ઓ આસમાન તારો પરદો હહાવ કે હું ઇનસાફ માગું. કયાં છે ખોદા કયાં છે. મારા હાથમાં આવેલું ફુલ ખુંચવી લીધું. મારા રૂસ્તમને તેં છીનવી લીધોછ. લાવ, લાવ, મારા રૂસ્તમને લાવ ?

નથી જાણી મહોબત માબાપની,
નહી સર પર કોઈ ભાઇ પ્યારો છે.
લાતો ખાઇ ઉંઘરેછ ગરીબો,
ખુદા ઇન્સાફ તારો ન્યારો છે.

**રૂસ્તમ**—ઓ ખોદા. મારી દીનું તુને શું થઇ ગીયું ?

**જાફરઅલી**—રૂસ્તમ શેઠ, જરા હીંમત રાખો. અલ્લાહતાલા સઉ સારૂજ કરશે.

**તહેમી**—રૂસ્તમ, ડોકટર હમણાં આવેછ.

**દીના**—ઓ ખોદા, શું આફત ને સીતમનો વરસાદ વરસાવી તું શું મારી પાક દામનની કસોટીજ કરવા બેઠોછ ? શું સુખ ભોગવવાની મારી સરજત છેજ નહિ. રૂસ્તમ, વહાલા રૂસ્તમ, તારી મીઠી જબાનના આપેલા મહોબત ને વફાદારીના પાક કોલનો સખ્યારો મારી જીંદગીના ઉજડ વેરાનમાં એક ખીલતા બાગ સમાન છે. પણ રૂસ, મારા રૂસ, તું કયામત તક એ કોલ નીભાવસે કે ?

**રૂસ્તમ**—ઓ ખોદા હું મેટ થઇ જવસ. દીના મારી તરફ જો—

નીભાવસ કોલ નીભાવસ બોલ, સચાઇ છે મુજ કહેવામાં,
ખોદા એક, બોલ એક. લખી રાખજે તુંજ હૃદયડામાં.

**દીના**—રૂસી, શું તું સદાનો મારો થશે ? ચુપ, ચુપ. ઓ નાદાન બેવકુફ એ તું શું બકી રહીછ તારા જેવી ભીખારણ છોકરીને રૂસ્તમ જેવા તવંગર અમીરના પ્યારનો ખ્યાલ વટીક કરવાનો તુંને શું અધીકાર છે. તારે માટે તો જીંદગીભરનું રૂદન ને માહેતમ બસ છે.

તવંગરોની દુન્યામાં ગરીબોને બસ ઠોકરો છે,
તાબેદારી ઉઠાવવા તવંગરોના સરજાયલા નોકરો છે.

**રૂસ્તમ**—ઓ ખુદા !

**લેડી ખરેઘાટ**—રૂસી દીકરા, કાંય મારા હાડ ધુજાવેછ. શું તુને મારી મુદલ દરકાર નથી.

**રૂસ્તમ**—માયજી મને તો તમારી ઘણી દરકાર છે પણ તમુને મારી મુદલ દરકાર નથી. અરે આખી જીંદગી તમારી સેવામાં ગુજારી એક તાબેદાર ફરઝંદ તરીકે નામ રાખ્યું તેનો આજે તમો આય બદલો આપોછ.

ખોઇ જો દીના પ્યારી તો જીંદગી શું પ્યારી,
વાગે વાંસલી બેસુરી તેથી તુટેલી સારી.

**દીના**—બતાવ ઓ જમીન મને બતાવ કે મારા રૂસ્તમને તેં કયાં છુપાવ્યોછ; નહિતો ફાટી જા, પાછી ફાટી જા ને મનેબી અંદર સમાવી દે.

ખેંચી જઇ રૂસ્તમને ગોદ તારી પુરાશે નહિ,
ખોરાક લઇ અરધો પેટ તારૂં ભરાશે નહિ.
રહેસે ભુખી તો નજર કોઇ બીજી બાજુ જશે,
અહીં ખોરાક પડી રહેશે નુકશાન કોઇ બીજીને થશે.

ભરાશે પેટ તારૂં તો બીજે નજર ઠરશે નહિ,
ભરેલી ગોદ કોઇ બીજી નીરાધારની લુટાસે નહિ.

**બદલો**—શેઠ, ડોકટર આયાછ.

(ડોકટર દાખલ થાય છે ને દીનુને તપાસેછે)

**ડોકટર**—વેલ, ફીકર કરવા જેવું કાંઇજ નથી. ફક્ત ભેજાપર અતિશય બોજો હોવાથી ટેમ્પરરીલી એવું એકસાઇટમેંટ આવી જાય. (દીના ધસાધસ રડી પડે છે) કાંઇ નહિ રડવા દેવ; રડવાથી એવણની છાતી હલકી થશે ને શાંતિ મલસે.

**તહેમી**—ઓ ખોદા !

સાચા પ્યારનો સુખી અંજામ તું લાવ,
ફુટેલા કિસ્મતનો કાંઇ રસ્તો બતાવ.

### ગાયન.

( રાગણી મુલતાની, તાલ લાવણી, માત્રા ૮.)

**દુન્યા છે જુઠી જમાત, પ્રપંચ રમાય દીનરાત.**

### અંતરો.

**સૂર્ય સીતારા ને ચંદ્રની ચાલે, રહે કાળ સૌનો બાપ,**
**કાલના કાળને યાદ તું રાખી "રહેમ" જપ ખુદાનો જાપ.**

**દીના**—નહિ ખોદા નથી સમજતો ગરીબોને વાસ્તે ખોદા છેજ નહિ.

બદકારો ફાવી જાયછ નીરાધાર રીબેછ હયાં;
પુછુછ હું સૌને ખોદાની હસ્તી છે કયાં ?

### ગાયન (ચાલુ).

**કામ ક્રોધ મોહ લોભવશ રહેતાં, પળ નહી દીલને રાહાત,**
**સુખ આશાની ગફલત કરતાં, દુઃખ રહેશે હરવાત.**

(ગાયન પુરૂં થતાં દીના ચીસ પાડી રૂસ્તમને જોઇને વલગી પડે છે.)

**દીના**—ઓ હું કયાં છેવું ? ઓ રૂસ્તમ !

**રૂસ્તમ**—દીના, મારી વહાલી દીના.

**તહેમી**—એ ખોદા,

કાલાં વાદલાં વીટાવી-સુખનો સુરજ તું પ્રકાશતો કર,
બે હાથ જોડી માગી લેવું છું મારા રૂસ્તમને તું હસ્તો કર.

**ડોકટર**—વેલ રૂસ્તમ, હવે એને પુરતી રેસ્ટની ઘણીજ જરૂર છે. ચાલો બધા હવે એને છોડી જાઓ એને સુવા દેવો.

**રૂસ્તમ**—નહી ડોકટર, મને હયાં રહેવા દેવ; મને એની આગળથી ના ખીસારો.

**ડોકટર**—રૂસ્તમ એ શું ઘેલા; એને રેસ્ટની ઘણીજ જરૂર છે; એને હમણાં ડીસટરબ ના કર; ફકત થોડા કલાક એને સુવા દે (દીનાને સુવાડે છે) ચાલ જોઉં રૂસ્તમ મારી સાથે ચાલ.

(બધા જાય છે; ધીમેથી બારીવાટે નાદર ને મુનીર દાખલ થાય છે.)

**મુનીર**—આવો શેઠ લાઇન કલીઅર છે.

**નાદર**—પણ સબર મુનીર હયાં કોઇ સુતેલું છે.

**મુનીર**—કદાચ રૂસ્તમ હોશે.

**નાદર**—ત્યારે હવે ?

**મુનીર**—ઉભા રહેવ, જરા જોવા દેવ.

(દીનાના મોંઢાપર લાઇટ નાખે છે; દીના ચમકી ઉઠે છે.

**દીના**—કોણ ?

**નાદર**—(મોઢું દાબીને) ખબરદાર, મોઢામાંથી એક બોલબી બહાર કહાડતી ના.

**દીના**—પણ તમે હયાં શું માગોછ ? હું મરી જવસ તોબી તમારી સાથે નથી આવવાની.

**મુનીર**—છોકરી ચુપચુપ મુગી ગગરી રહે; હમોને તારી સાથે કામ નથી, હમોને તીજોરી સાથે કામ છે.

**દીના**—તીજોરી !

**નાદર**—હા_બેજનના ખુનને વાસ્તે પોલીશ હમારી પુંઠે લાગેલી છે. અને હમોને નાસવાને સારૂ પઇસા જોઇએછ, તે આય તીજોરીમાંથી

લેવા દે પછી કદીબી તુને સતાવવા આવસું નહી. ચલાવ મુનીર તૈયાર.

**દીના**—નહિ તમો એ તીજોરીને હાથ લગાડી નહિ શકશો.

**નાદર**—જો દીના હું જીવ પર આયોછ; જો મારા કામની વચમાં આવસે તો આય રીવોલવર તઇયાર છે એનો ઉપયોગ કરતાં હું જરાબી બ્હીવસ નહિ (દીના ટેબલ પર બેલને હાથ મુકવા જાયછ) હં ખબરદાર! દુર રહેજે જો બેલને હાથ લગાડયોછ તો—

**દીના**—તો—તો તું શું કરશે.

**નાદર**—જીવથી ગઇ એમજ જાણજે.

**દીના**—ઓહ!

નથી પ્યારો મને જીવ-સચ્ચાઇને ખાતર મરસ હું,
ન શરીક થઇ તારી સાથ-ફરજ મારી ભુલસ હું.
બધાજ દરમાંથી લેવટા કાંઇ મલતા નથી,
શીકારીઓ શીકાર કંઇ હંમેશ મારતા નથી.
શીકારીઓને બી એક દીવસ ખમવું પડેછ,
શીકારનો ભોગ થઇ મરવું પડેછ.

**નાદર**—છોકરી ના હુજ્જત કર, મને ઝનુંની ના બનાવ.

દુન્યાથી ઉખડયોછ હું સાથે દુન્યાને ઉખેડસ.
મરવાનું હોસે તે અગાઉ બધાને મારસ.
ખાલી આય ધમકી નથી જો આય પીસ્તોલ તૈયાર છે,
હાથ લગાડજે બેલને જો જીવથી બેજાર છે.

**દીના**— બીહેછ મરવાથી તારા જેવા હીચકારા,
ખુદાને ભુલી પાપ કરનારા.
આખી જીંદગીનાં પાપો તમોને યાદ આવે છે,
તેથીજ મરવા થકી તમોને બ્હીક લાગે છે.
પણ સાફ આય જીગર મોતથી બ્હીતું નથી,
એવી તારી સો પીસ્તોલોની દરકાર કરતું નથી.

( બેલ દાબી દે છે. )

**નાદર**—હેં એમ છે તો લે.

( પીસ્તોલ ફોડે છે; દીનાના હાથપર ગોલી વાગે છે. દીના બેહોસ બને છે. અંદરથી બધાં દોડી આવે છે.)

**રૂસ્તમ**—હેં એ શું ગરબડ ? પકડો બદમાશને !

(નાદર વળગી પડેછે; બેઉ ખેંચતાણ કરેછે)

**જાફરઅલી**—(મુનીરપર નજર પડતાં) પકડો પેલો બદમાશ નાસે છે.

( મુનીર રીવોલવર ફોડે છે નાદરને વાગેછે; મુનીર બારીએથી કુદકો મારે છે.)

**બદલો**—પડી ગયો; એકદમ નખાવી દીધું.

**જાફરઅલી**—પાપીઓનો દોર પુરો થયોછ. દોડ નીચે બદલા, એની લાશ આગળ રહેજે હું હમણાં આવું છું.

**નાદર**—ઓહ ! હું મરૂંછ માફ મને માફ ! દીના-રૂસ્તમ મને માફ કરજો. ઓ ખોદા !

**દીના**—કયે મોને બોલેછ ?

વીસર્યોતો જે ખોદાને આજે કેમ યાદ આયો,
જેને જીંદગીભર નહિ જોયો'તો કેમ આજે તેને જોયો ?

**નાદર**—હા જોયો ! મારા ખોદાને જોયો ? તોબાહ કરૂંછ મને માફ કર ! દીના ? મને માફ કર. માફ કર, ઓ ખોદા મને માફ કર. ખોદા-ખોદા ? (મરી જાય છે.)

**દીના**—ઓ........( ઝુમી પડે છે. )

**રૂસ્તમ**—દીના, દીના, ઓહ ! કોઇ દોડો ડોકટરને બોલાવો—

**ટેબલો.**



## અંક ત્રીજો—સીન ચોથો.

---

(બચાં ગાયણ ગાતી દાખલ થાય છે
પાછળથી બદલો દાખલ થાય છે.)

### ગાયન.

( રાગણી હમીર, તાલ ત્રીતાલ, માત્રા ૧૬. )

**બચાં**—નશીબના લેખ હોય લાખ હજાર,
ધરમ કરતાં પડે કરમનો માર,
પરણીને નીષ્ફળ બની બેજાર.—
મરદો સારા રહે જુલમગાર;
નારીનો બુરો અવતાર.—

**બદલો**—દીકરી બચાં તુંને એવું તે શું કારણ મલ્યું કે તું તારા ધણીનું ઘેર છોડી ચાલી આવી!

**શ્રીમતી**—કારણ મારા દેશને ખાતર, એવણને આપણા ગરીબ દેશ તરફ બીલકુલજ પ્રેમ નથી અને દેશસેવા શું ચીજ છે તે જાણતાજ નથી.

**બદલો**—એમ? વારૂ, તેં દેશસેવા કીધી અને દેશસેવા જાણેછ પણ કોઇ દહાડો ધણીની સેવા કીધીછ કે?

**શ્રીમતી**—હાજી કાંય નહિ.

**બદલો**—જુઠું ના બોલ! તેં જો ધણીની સેવા કીધી હોતે તો આજે તુને અહીં આવવું નહિ પડતે. એમ ના સમજતી કે હું કંઇ નથી જાણતો. મને ખરશેદજીએ કાગલો લખી બધી વાતથી વાકેફ કીધોછ. હું તે બાપ નથી જે પોતાની વાહીયાત વિચાર ધરાવતી અને વગર વાંકે ધણીનું ઘેર છોડી આવેલી દીકરીને, પોતાના ઘેરમાં આશરો આપે. હું તે બાપ છું કે જે પોતાની દીકરીને તેણીના ધણીનાજ ઘેરમાં સુખી યા દુઃખી જોવા રાજી છું.

બુરો હોય યા સારો, વ્હાલો હોય યા અકારો,
તોબી ધણીને માન આપવું, એ છે પરણેતરનો ધારો.

કડવું બોલે યા મીઠું, તોબી તેનેજ માનજે,
ખાવીંદ એ ખુદાજ છે જરૂર દીલમાં જાણજે.

**શ્રીમતી**—બાવાજી, શું બધો મારોજ વાંક છે. મેં શું એવણની સેવા કીધીજ નથી.

**બદલો**—બીલકુલ નહિ, તેં સ્વરાજ મેળવવાની અને દેશનું કલ્યાણ કરવાની ધુંઇમાં ને ધુંઇમાં તારા સંસારનું નખ્ખોદ વાળી નાંખ્યુંછ અને તે હું તુને દાખલા દલીલથી પુરવાર કરી આપશ.

**શ્રીમતી**—મને એકબી દાખલો બતાવો કે જેમાં મેં મારા ધણીની સેવા નહી કીધી હોય.

**બદલો**—ત્યારે સમજ ઓ ભાનભુલી છોકરી, પહેલો વાંક તારો એ કે તું તારા ધણીને માન આપતી નથી. બીજું એ કે તારા સુફ્યાના ભાષણથી ઘેરના નોકર ચાકરો બેપરવા થઇ તારા ખાવીંદને અપમાન કરવાબી ચુકતા નથી. એ શું ધણીની સેવા કીધેલી કહેવાય? તું ભાષણ આપવા અને સમજવા બહાર જાય ત્યારે તારો ધણી ભુખો પીયાસો અને ઓશીયારો ઘેરમાં બેસી રહે એ શું ધણીની સેવા કીધેલી કહેવાય? (શ્રીમતી લજવાઇને ઉભી રહે છે) બોલની? જવાબ કેમ નથી આપતી.

**શ્રીમતી**—બાવાજી, પણ મને શું ખબર કે એવણ એટલા બધા હેરાન થતા હોશે.

**બદલો**—ત્યારે શું ધણીની ખબર રાખવાની એક પરણેતરની ફરજ નથી? શું તારે તારા ધણીની તરફ બેપરવા રહેવું જોઇએ, વિચાર કર, ઓ નાદાન છોકરી વિચાર કર, તારી આવી બેદરકારીથી ઘેરમાં અંધેર કારભાર થઇ ગયોછ, એટલુંજ નહિ પણ ચોરી લુટાણુંબી થાય છે, તે તુંને કયાં ખબર છે.

**શ્રીમતી**—મને કંઇજ ખબર નથી. હું કબુલ કરૂં છું બાવાજી કે હું મારા ધણી તરફની ફરજ અદા કરવામાં ઘણીજ બેદરકાર હતી પણ શું હું આપરા દેશનું ભલું ઇચ્છવામાં અને ગરીબો તરફ દયા બતાવવામાં શું ખોટી છું?

**બદલો**-કોણ કહેછ કે તું ખોટી છે. દેશનું ભલું કરવું, ગરીબોની દયા ખાવી, અને તાજ તરફ વફાદારી બતાવવી એતો આપરો પાક

જરથોસ્તી મહજબ ફરમાવે છે. અને હું છાતી ઠોકીને કહું છું કે પારસી કોમે દેશનું ભલુ કરવામાં અને તેને સ્વરાજ્યના માર્ગમાં આગળ પાડવામાં જે ભાગ ભજવ્યો છે તેવો બીજી કોમે ભજવ્યો નથી. તું કદાચ જાણતીબી હોસે કે નહી, કે સ્વરાજનો પાયો નાખનાર તો પારસીજ હતા અને તે આપણા હિન્દના દાદા, દાદાભાઇ નવરોજી હતા. પણ તેવણના અને બીજા દેશભકતોના સ્વરાજ મેળવવાના અને દેશનું ભલું કરવાના માર્ગ અને વીચારો જુદાજ હતા. તે વિચારોને હું અને સમજુ વર્ગ માનનારો છે. માટે મને મારી દુર અંદેસીની નજરથી જોતાં તું ખોટી લાગેછ.

**શ્રીમતી**—બાવાજી મને બતાવો કે હું કેવી રીતે ખોટી છું?

**બદલો**—હું વધારે ઉંડાણમાં ઉતરવા માંગતો નથી પણ ખાલી તારી સાધારણ અકકલથી જો કે એક ભલુ કામ કરવામાં અને દેશની ગરીબી દુર કરવામાં સહકાર એટલે એક બીજાની જરૂર છે કે નહિ?

**શ્રીમતી**—હા સહકારની જરૂર છે.

**બદલો**—વારૂ બીજે મને તારી અકકલથી જવાબ આપ કે એક ચીજ કોઇ પાસે માંગવી હોય તો તે નરમાશથી મંગાય કે સખતાઇથી.

**શ્રીમતી**—નરમાશથી માંગવી જોઇએ.

**બદલો**—ત્યારે એક ભલું કામ કરવામાં સહકાર અને નરમાશની ખાસ જરૂર છે. ખરી વાતની? ટુંકમાં તું બેઉ રીતે ખોટી છે.

**શ્રીમતી**—હા બાવાજી હવે મને સમજણ પડે છે કે તમે શું કહેવા માગોછ. તમે મને પુરવાર કરી આપ્યુંછ કે હું બેઉ રીતે ખોટી છેવું હું કસમ ખાવુંછ બાવાજી કે આજથી આય ધખારા છોડી દઇ મારા સંસાર પર ધ્યાન આપી મારા ધણીને સુખી કરસ.

**બદલો**—જા તોજ તું સુખી થશે. નહિ તો ખીચડી પાતીયામાંથી બી રખડી જશે.

**શ્રીમતી**—બાવાજી મને ખરશેદજી તરફ એકજ ફરીયાદ છે કે તેવણ કોઇ બીજી છોકરી સાથે ઘેલાચેરા કાઢેછ તે મને નથી ગમતું.

**બદલો**—હું કદી માનું નહી. ખરશેદજી, ગમે તેવા હશે પણ મારી ખાત્રી છે કે તેવણ ઇન્ચે ઇન્ચ ગૃહસ્થ છે અને આવું કામ કદી કરે નહિ.

**શ્રીમતી**—એમ ત્યારે તમારી ખાત્રી કરવી હોય તો ચાલો આપણે જમીને ત્યાં જઇએ ?

**બદલો**—જમીને જઇએ ? ચ્યાં તારી ગણત્રી ખોટી છે. જમવાનો હક તારો આય ઘેરમાં નથી. તારો હક તો તારા ધણીના ઘેરમાંજ જમવાનો છે માટે જેવા આયાં તેવા તમારે ઘેર ચાલી જાવો.

**શ્રીમતી**—બાવાજી હું થોડોવાર રહીને જવસ.

**બદલો**—એમ નહી બનસે; તુને હમણાજ ને આય મીનીટે જવું પડશે.

**શ્રીમતી**—બાવાજી વિચાર કરો હું કેમ એખલી ઘેર જાવું ? એટલા કરડા ના થાવો.

**બદલો**—જેમ તમે એખલા અહી આયા તેમ એખલા તમારે ઘેર જાવો.

**શ્રીમતી**—બાવાજી મારી તરફ એક મહેરબાની નહી કરો ?

**બદલો**—શું ?

**શ્રીમતી**—મારી સાથે મારે ત્યાં નહિ આવો ?

**બદલો**—હં હં હું સમજ્યો, તુને પાછી જતા શરમ લાગેછ; વારૂ વારૂ. હું તારી સાથે એક બાપ તરીકેની ફરજ સમજી આવવા તઇયાર છું.

**શ્રીમતી**—ત્યારે હું હમણા આવી. (શ્રીમતી જાય છે)

**બદલો**—ખરેખર પેલી કહેતી છે કે અધુરો ઘડો છલકાય ઘણો તેમ આય મારી નાદાન છોકરી જાણેછ થોડુ અને મોટુ મોટુ કરવાના ધખારા રાખેછ. ખોદા એને સારી બુદ્ધિ આપો.

**બદલો**— **ગાયન.**

(રાગણી યમણ કલ્યાણ, તાલ દાદરો, માત્રા ૬.)

**નાર તે ખરી, રહે પતી સતી, ભલો યા બુરો હોય લાચાર અતી,**
**મહીરે "રહેમ" રહેવામાં મૌજ નથી, સાસરીયેજ શોભે હરસ્રીની ગતી.**

**અંતરો.**

**સુધારો શું યારો ખરો છે આય, પતીને પત્ની નાફરમાન થાય,**
**હલકી રીતી તે ઉંચ ગણાય, સાસરીયેજ શોભે હરસ્રીની ગતી.**

ધણી છે બાપ, ધણી છે રામ, પતી વીના સ્રીને છે ઘર સમશાન,
પતી સેવામાંજ સૌ ધર્મના કામ, સાસરીયેજ શોભે હરસ્રીની ગતી.
કેળવણી જેને કહી દીલે હરખાય, જરથોસ્તી ફરમાનોની ધુળધાણીથાય,
ઈત્તર ટચાક બની પાછળ પસ્તાય, સાસરીયેજ શોભે હરસ્રીની ગતી.

(શ્રીમતી નવા રેશમી કપડાં પહેરી દાખલ થાય છે.

**શ્રીમતી**—ચાલો બાવાજી.

**બદલો**—(શ્રીમતીને જોઇને) ચાલ દીકરી ચાલ; હું ખરેખર ખુશી છું કે, તેં મારી સલાહ માની તારા ખોટા ધખારા છોડી દીધા.

(બેઉ જાય છે)



## અંક ત્રીજો—સીન પાંચમો.

---

**મટલો**—ખટલા, અફસોસ ના કર! મને ગઇ રાતના સ્વપનો આયોછ કે તારી બૈરી સુધરી જાયછ અને ટોકરાઇને પાછી તારા ઘેરે આવેછ.

**ખટલો**—તુંને પી ધરાયા પછી સ્વપનાંજ આવેછ કે? તે દારે મને કહેજે આજે મેં સ્વપનામાં બે રૂવાન જોયાછ તે દુવો આવસે. તે હું આજુબાજુથી ઉછીના રૂપીઆ પંદર લાવીને રમી ગીયો ને સવારના તો છગો નાચીને સટ્ટો બેઠો. દુવો ને પુવો મરે તે મને કુવો પુરવો પડતે.

**મટલો**—અરે પણ પછીથી મને ખબર પડી કે સ્વપનામાં જે મેં બે રૂવાન જોયલા તે રીમન ઉતા; નહી તો જરૂર દુવો આવતે.

**ખટલો**—બસ કર બસ કર, તારામાં ને તારા સ્વપનામાં મને બીલકુલ વિશ્વાસ નથી.

**મટલો**—મારામાં વિશ્વાસ નથી? લે ત્યારે હું ચાલી જાવું છું.

(મટલો ચાલવા માંડે છે)

**ખટલો**—અરે? એમ હોય, એ તો જરા હું દુઃખે દુઃખે એવો ખાઉ કરહુ થઇ ગીઓછ તે એમ બોલું છું.



મહેરાં

Photo : D. P. Hormusji.

કહાં જાયછ ઓહ મારી ગોલવડની ધારી,
તારા વગર લાગેછ, મને આય જીંદગી અકારી.
બેસીને મને રીઝવ, ઓ દીલબર પ્યારી,

**મટલો**—ઘણો ના સતાવ, નહી તો કહાડી નાખશ આય સારી.

(અવાજ થાય છે અને મહેરૂં મકાતી આવે છે)

**મટલો**—ખટલા કોઇ આવેછ, સાન સલુકનો થઇ જા.

**મહેરૂં**—કોઇ અંદર છે કે, અંદર આવુંજી?

**ખટલો**—આવોજી, આવોજી. (મહેરૂં અંદર આવે છે)

**મહેરૂં**—બચુબાઇ કહાં છે એવણુને માય બોલાવે છે.

**ખટલો**—બચુબાઇ જરા પાંજરાપોલમાં ગાયને ઘાસ નખાવા ગયા છે, હમણા આવસે.

**મહેરૂં**—(મટલાને જોઇને) આય બેરાં કોણ?

**ખટલો**—એવણ મારા બચુબાઇના ભોજાઇના નરનના ફૂવણ સાસુના માસા સસરાના છોકરાની છોકરી.

**મટલો**—તમે મને નહી ઓલખતાં? હું તો તમુને સારી રીતે ઓલખું છું, તમે આવાં દોસીના છોકરી થાવને? તારૂ નામ મહેરૂં ને તારા ભઇનું નામ જાંગુ.

**મહેરૂં**—હાજી? હું તમુને નથી ઓળખતી. જી તમારૂં નામ શું?

**મટલો**—મારૂ નામ માણેક. આવ મારી બાજુમાં બેસ. આપણે જરા દુ:ખ સુખની વાત કરીએ. (મહેરૂં બાજુમાં બેસે છે)

**ખટલો**—(બાજુમાં) મચ્છી જાલમાં સપડાઇ.

**મટલો**—(બાજુમાં) એ ખટલા હવે તો જરા અક્કલ વાપરી ખરી જાની.

**ખટલો**—થઇ ગીયોછ બધો પાણી પાણી? વારૂ હું બાજુમાં ઉભો રહેવુંછ. જો કંઇ વધારે ઘેલા ચેરા કારતો ના નહિ તો એની માય લાકરૂ લઇને આવશે જો.

એની માય છે બહુ ઝેરી
She is beautiful very.

**મટલો**—(છેરઇને) હવે મરની મરની. (મોટેથી) મરી જાવું ખરશેદજી, જરા અંદરથી જઇ મારા બેગમાંથી નીખ્યો બરાસ નહી લાવો ?

**ખટલો**—વારૂંજી (ખટલો જાય છે.)

**મહેરૂ**—મરે ખરશેદજી કેવા બીચારા ગરીબ ને નમાના છે.

**મટલો**—બહુજ નમાના છે. મારૂ એવણ સાથેજ નક્કી થવાનું હતું પણ મારા બાવાજીને એવણ બટકા લાગા તેના કહ્યું. મેં ઘણી ઉજ્જત કીધી પણ મારૂં કંઇ વલ્યું નહી.

**મહેરૂ**—એ તો માય, જેના કપાલે કાન ચોટેલા હોય તેની સાથેજ થાય. એવણ જેટલા ગરીબ છે તેટલા એવણના પેલા દોસ્ત મટલાજીબી ગરીબ છે. તમે મટલાજીને ઓલખોછ ?

**મટલો**—હું ઓલખતી નથી. પણ મેંબી એવણ સારૂ ઘણું સારૂં સમ..યુંછ. વારૂં એવણ નોકરી શું કરે છે ?

**મહેરૂ**—ખરશેદજી તે દારે કહેતા હતા કે એવણ તો આરકીટેકટ છે ને સારૂ કમાયછ.

**મટલો**—આરકીટેકટ છે એટલે શું ?

**મહેરૂ**—એટલે મોટી મોટી બીલડીંગોના બાંધકામ કરે, અને કોઇને બીલડીંગ બાંધવી હોય તો તેનો પલાન એવણ દોરી આપે.

**મટલો**—(સ્વગત) પલાન તો ગોઠવ્યોછ. ફતેહ મલે તો સારૂ (મહેરૂને) મરે જે કોઇ પરણસે તે જરૂરજ સુખી થશે, મહેરૂ તેં કોઇ દહાડો કોઈ સાથે પણવાનો વિચાર કીધોછ કે.

**મહેરૂ**—(શરમાઇને) નહિજી.

**મટલો**—વારૂ મટલાજી જેવા ગૃહસ્થ મલે તો વિચાર કરે ખરી કે ? (સ્વગત) હા કહી મરની; ત્યારનો તવલ્યા કરૂંછને.

**મહેરૂ**—જોઇશું.

**મટલો**—હું સમજી ગઈ. તારો વિચાર મટલાજી સાથે પરણવાનો છે.

**મહેરૂ**—તમે કેમ જાણ્યું.

**મટલો**—એ તો તારા ચાલા ને બોલવા પરથી જણઇ ગીયું. વારૂ હું

ખરસેદજીને અસેમસે કહેવસ ને તારૂં નક્કી કરશું. ચાલો હવે તો આપરે સગાં વહાલાં કહેવાઇએ. એક કોટી કરની મહેરૂ દીકરા.

(કોટી કરે છે) (ખટલો આવે છે)

**ખટલો**—અરે તું મરેરે મટલા સીધો બેસી મર, કોઇ આવી જસે તો ફેસતો ફજેતો થશે.

**મટલો**—કેમ, ખરસેદજી નીખ્યો બરાસ નહી લાયા કે?

**ખટલો**—જી તમારો બેગ મારાથી નહિ ઉચ્ચકતો.

**મહેરૂ**—માણેકબાઇ હવે હું જાવું છ. મને બહુ લેટ થઇ ગીયું.

**મટલો**—અરે બેસની એમ જુદઇ કાંય કરેછ. હમણા બચુબાઇ આવસે. લે જો સામેથી બચુબાઇજ આવે છે.

(શ્રીમતી અને તેનો બાપ દાખલ થાય છે. મટલો મહેરૂં ઉભા થાય છે.)

**ખટલો**—આવો આવો બરજોરજી કઇ તમુને આજે અહીયાં તસ્દી લેવી પરી?

**બરજોરજી**—આય નાદાન છોકરીને લીધે મને અહીયાં આવવું પડયું. ખરશેદજી હું ખરા અંતકરણથી મારી છોકરી તરફથી તમારી માફી માગું છું. એ હવે ફરીથી એવું ઉછાછલુ પગલું નહી ભરસે અને પોતાના સંસાર પર જરૂર ધ્યાન આપશે. (શ્રીમતીને) બચાં ચાલ, ખરસેદજી પાસે માફી માંગ.

**શ્રીમતી**—(શરમાઇ) હું ખરા અંતકરણથી તમારી માફી માગું છું.

**ખટલો**—રામા પાટલો લાવ. હું એવણને જવાબ આપું.

**રામો**—લાયવો શેઠ.

**બરજોરજી**—ખરસેદજી પાટલો કાંય મંગાવોછ?

**ખટલો**—તે તમારી છોકરીને પુછો. (રામો પાટલો લાવે છે.)

**રામો**—હવે છેઠને પાટલાપર ઉભા રહેવાની વાઇ થઇ આવી.

**ખટલો**—(પાટલાપર ઉભો રહીને) બાનુઓ અને ગૃહસ્થો, હું ખરા અંતકરણથી, જે કાંઇ મારીપર વીત્યું તે ભૂલી જઇ મારા હાથની બરતી (શ્રીમતીને) શ્રીમતી બચુબાઇ બોલું કે ખાલી બચુબાઇ?

**બરજોરજી**—શ્રીમતી શું? ખાલી બચુબાઇ બોલો.

**ખટલો**—તારે ખાલી બચુબાઇને માફ કરૂં છું અને આશા રાખું છું

કે એવણુ પોતાના ખોટા ધખારા છોડી દઇ પોતાના સંસાર પર ધ્યાન આપશે. તાલી ફોડો. (પાટલા પરથી ઉતરી જાય છે.)

**શ્રીમતી**—(મટલા તરફ આંગલી કરી) બાવાજી મેં જે છોકરી વાસ્તે તમુને કહેલુંને તે આય છોકરી.

**મટલો**—(દાતીથી) હા હા હુંજ તે છોકરી, મારો જીવ જસે તોબી હું ખરસેદજીને છોડશ નહિ.

**બરજોરજી**—ખરશેદજી, આય શું ગોટાલો?

**ખટલો**—કંઇ નહીરે એ તો "જુલમે નારવા" ખેલનો છેલ્લો સીન છે. (શ્રીમતીને) જરા એવણુને બરાબર જોવ. (મટલો આડો તીડો થાય ને ઉભો રહે છે) (શ્રીમતી જોઇ પારખી નાખે છે ને વીગ કાઢી નાખે છે.)

**શ્રીમતી**—અરે? એ તો મુવા મટલાજી છે. તમે મરોરે એમના એમ.

**મહેરૂ**—ઓ માયરે તારે તો એવણે મને છેતરી.

**શામો**—(પાટલાપર ઉભો રહીને) હેતતારીની, ગરણ પછી છીનેમેટોગ્રાફ ને તે પછી જાદુનો ખેલ થઇ ગીયો.

**બરજોરજી**—બચાં મેં તુંને નાહ કહેલુ કે એમાં કંઇ વજુદ નથી.

**શ્રીમતી**—ખરેખર હું કેટલી બેવકુફ કે એટલુંબી પારખી શકી નહિ.

**મટલો**—ખટલા, મહેરીને જવા દેતો ના; પેલા પાટલા પર એઉને ઉભા રાખી સેસ કર.

**ખટલો**—(મહેરાને) દીકરી મહેરૂં તું કંઈ મનમાં ખોટું લેતી ના. હું મારા દોસ્તના કહેવા પરથી જાણું છું કે તું મટલાજીને ચહાયછ. (એઉનો હાથ મેલવે છે.) ને મટલાજી તુને ચહાય છે એટલે ટુંક વખતમાં તમો બન્ને એક થાવ એવી મારી આશા છે.

(મહેરૂ શરમઇ જાયછ)

**શ્રીમતી**—મહેરૂ સુખી થજે.

**બધા**—સૌ સારૂ તેનું સેવટ સારૂં.

---

**ગાયન.**

(રાગણી દેશ, તાલ દાદરો, માત્રા ૬.)

**બધા**— ખુશી ખુશાલીનો, દીવસ આજે,
બોલો જય જરથોસ્તીની એક અવાજે.
તંગ દીલ લાચાર બેકાર કાજે,
"રહેમ" દીલના આશીષો સફળ થાજે.

**અંતરો**

નીતી ને નેકીના ભલા વીચાર,
હરદમ હમ કોમીના પરવર વધાર.
તન, મન, ધન, આબાદ તું રાખ,
નીરાધરનો કીરતાર રહેજે આધાર.



**અંક ત્રીજો—સીન છઠો.**

(બેડ રૂમ.)

(દીના પલંગ પર સુતેલી છે, ડાકટર તપાસે છે; રૂસ્તમ પલંગ આગળ ભોંય પર ફસડાઇ પડેલો છે જાફરઅલી તેની આગલ ઉભેલો છે. લેડી ખરેઘાટ સોફા પર બેઠેલા છે તેહમી તેવણ આગલ ઉભેલી છે. બદલો ગમગીન ચહેરે દુર ઉભો રહેલો છે. ડો. બહાર આવે છે.)

**તહેમી**—વેલ ડોકટર.

**ડાકટર**—(ડોકુ ધુણાવતાં) Sorry, બુલેટ એક્ષટ્રેક્ટ કીધા પછી લોહીનું પાણી થતું જાયછ ઘણું તો કલાક વધુને....

**તહેમી**—ઓ નહી નહી ડોકટર કાંઇબી કરો. કાંઇબી ઉપાય કરો.

**ડોક્ટર**—સાયન્સ જેટલું કરી શકે તેટલું બધું કરી જોયુંછ. હવે તો ફક્ત કુદરત પરજ છોડી દેવ.

**તહેમી**—ઓ નહિ નહિ ડોક્ટર; દીના જો મરી જશે તો રૂસ્તમ જીવતો નહી રહેસે. ઓ રૂસ્તમને ખાતર ડોક્ટર હું માંગી લેવુંછ કે કાંઇબી કરો.

**ડોક્ટર**—ખોદા પર વિશ્વાસ રાખ, તહેમી, તેનું ધારયું હોસે તેજ થશે; પણ હા, એક અખતરો અજમાવવા લાયક છે.

**તહેમી**—ઓ બોલો બોલો ડોક્ટર તે શું?

**ડોક્ટર**—એક કોઇ સાજા સમા માણસનું ફ્રેશ બ્લડ જો આપણે દરદીના દીલમાં પેવશ કર્યે તો.......

**તહેમી**—તો શું ડોક્ટર, દીનાને જીવવાનો ચાન્સ છે?

**ડોક્ટર**—હું ધારૂં છું. એક ચાન્સ લેવામાં કાંઇ ખોટું નથી. રૂસ્તમનું બ્લડ ચાલશે. પણ એની આવી હાલતમાં.......વેલ વેલ we'll see.

(ડોક્ટર રૂસ્તમ આગલ જાય છે)

**તહેમી**—(બાજુ) તહેમી, તું શું વીચાર કરેછ? મેં મારૂં સર્વસ્વ રૂસ્તમમાંજ ગણ્યું. મારી આખી દુન્યા રૂસ્તમમાંજ છે, તો શું હું રૂસ્તમને આય હાલતમાં જોઇ શકું? નહી નહી મારૂ હવે આય દુન્યામાં શું કામ છે.

જીંદગીથી શું મલ્યું,
મોતથી ડરવું શું.
અભાગી આ દેહમાં,
છે હવે રહ્યું શું.
જીંદગી ભર ચાહ્યો જેને,
બને તો તેને સુખી કરૂં.
છેલ્લી બહેનની ફરજ બજાવી,
સુખેથી પથ્થરપર પરૂં.

જીંદગી આશામાં ગુમાવી કે થવસ રૂસ્તમની પ્યારી,
આજે જીંદગીની ઓટ કરેછ એ રૂસ્તમની પ્યારી.
ફરજ બજાવતા જો કદાચ મારૂં મોતબી આવશે,
લોકો પોકારી કહેસે જો આય ચાલી રૂસ્તમની પ્યારી.

(ડોક્ટર આવે છે.)

**ડોકટર**—નહી રૂસ્તમ હમણાં મુદલ મુડમાં નથી ને આવી હાલતમાં એના દીલમાંથી બ્લડ લેવુ ધાસ્તી ભરેલું છે.

**તહેમી**—નહી ડોકટર રૂસ્તમને તસ્દી ના આપતાં; લેવો હું મારૂં બ્લડ આપવા તૈયાર છું.

**ડોકટર**—તહેમીના તમે ?

**તહેમી**—હા, હું પુરતી મજબુત છેવું ને હું એ જોખમ લેવા તદ્દન તૈયાર છેવું

**લેડી ખરેઘાટ**—તહેમી..... મારી દીકરી

**તહેમી**—નહિ માસીજી એક બોલબી નહી. ડોકટર હું તૈયાર છેવું.

**ડોકટર**—જોવું તમારી પલ્સ આપશો. (પલ્સ જોઇને) વેલ તમે હીંમત રાખશો.

**તહેમી**—Sure.

**ડોકટર**—Come along then, quick.

(ડો. તહેમીને દીનાની પાસે સુવાડે છે, રૂસ્તમને બહાર કહાડીને ધોલ્યો આગલ એક કરટન ખેંચે છે.)

**જાફરઅલી**—રૂસ્તમ શેઠ, હિંમત રાખો એમ એકદમ બચ્ચા જેવાં શું થાવો છો.

**રૂસ્તમ**—ઓ જાફરઅલી મને કહેવો દીના જીવસે કે ? ઓ એને કાંઇ કસુ થસે તો...........

**જાફરઅલી**—અલ્લાહપર ભરોસો રાખો શેઠ, સૌ સારૂંજ થશે.

**લેડી ખરેઘાટ**—રૂસી દીકરા.

**રૂસ્તમ**—માયજી.

**લેડી ખરેઘાટ**—માયના બધા જી તુંને.

**રૂસ્તમ**—માયજી, મારી દીના જીવસે ?

**લેડી ખરેઘાટ**—જીવસે, દીકરા જીવસે. તારે ખાતર જરૂર જીવસે. પણ જો જરા હુશીયારી પકડ.

**રૂસ્તમ**- મમા, મારા પર ગુસ્સે તો નથીની.

**લેડી ખરેઘાટ**—નહી, દીકરા નહી. તકદીરની સામે લડવામાં ફાયદો શું? જો તમો બેઉ ખોદાના ફેરથી નીરમાનજ થઇને આયાછ તો મારૂ બોલેલું શું કામનું?

**રૂસ્તમ**—મમા, મારા વ્હાલા મમા. (ડોકટર બહાર આવે છે)

**લેડી ખરેઘાટ**—વેલ ડોકટર.

**ડોકટર**—ચીયર અપ રૂસ્તમ જણાવવાને ખુશી છેવું કે, Dina is absolutely out of danger.

**રૂસ્તમ**—ઓ ખોદા!

**ડોકટર**—પણ.........

**રૂસ્તમ**—હેં પણ? પણ શું?

**ડોકટર**—ઘણોજ દલગીર છેવું કે તહેમીનાએ પોતાનું જીગર તોડી નાખ્યુંછ ને તેણી હમણાં છેલ્લો દમ ભરેછ.

**લેડી ખરેઘાટ**—ઓ મારી દીકરી.

**તહેમી**—માસીજી, રૂસ્તમ, ભઇ રૂસ્તમ મારી આગલ આવ. હું જાવુંછ પણ આય દીનાનો હાથ તારા હાથમાં મુકતી જાવુંછ એને સુખી કરજે, સુખી રહેજે. માસીજી, રૂસ્તમ ઓહ......(મરી જાય છે.)

**રૂસ્તમ**—તહેમી મારી વ્હાલી બેન.

**લેડી ખરેઘાટ**—તહેમી મારી દીકરી, ઓ ખોદા આય શું થઇ ગીયું?

**ડોકટર**—

તાજદાર પાદશાહો ગયા,
મહોતાજમંદ મુફલીસો ગયા;
દરેકને એક દીન જવાનું છે,
કોઇ આજે જસે કોઇ કાલે ગયા.
દુન્યા નામ નાનું તે ખોદાની રમત છે,
જીવાડવું કે મારવું એ તેની કરામત છે;
બધાને એક નજરે તે સાહેબ જોનાર છે,
નીરાધારનો આધાર બી તે પરવરદેગાર છે.

**ટેબલો.**

**ડ્રોપ**



રજાના દીવસો ગુજારવા કયાં જશો?

એમાં પુછવાનુંજ શાનું?

# અલબત ગોલવડ.

પણ કયા હોટલમાં?

વગર શકે

# કીંગ હોટલમાં



જયાં માલીકની દેખરેખ હેઠળ ઘેરના જેવી
દરેક સગવડ મલે છે.

—(०)—

ઉત્તમ સગવડ અને હવાપાણીથી તમારી ઉમરમાં
બીજાં થોડાં વરસોનો ઉમેરો થશે.

—(०)—

જયારે પણ મોકો મલે ત્યારે
જરૂર એક ફેરો મારજો.
તમારો જીવ ખુશ થઇ જશે.